[illegible] અભ્યાસક્રમ મુજબ.

# હિંદનો પ્રાચીન ઇતિહાસ.

યોજક,

રં. ઇ. શુક્લ. એમ. એ.



પ્રસિદ્ધ કર્તા

હરિલાલ મગનલાલની કું.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

ભરૂચ.



કીંમત રૂ. ૦-૧૪-૦

[illegible] પ્રી. પ્રેસ—ભરૂચ

( મેટ્રિક્યુલેશનના વિદ્યાર્થીઓને ઉપયોગી )

# હિંદનો પ્રાચીન ઇતિહાસ.

[ વેદના કાલથી ઇ. સ. ૮૦૦ સુધી. ]




પ્રયોજક,

**ત્ર્યંબકલાલ હરિશંકર શુક્લ,**

એમ્. એ., બી. ટી. ( ભાગ ૧. )

ગવર્નમેંટ હાઈસ્કૂલ, **ભરૂચ.**





છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હરિલાલ મગનલાલની કું.**

બુકસેલર્સ અને પબ્લિશર્સ.

**ભરૂચ.**





સને ૧૯૨૬. ] **પ્રથમાવૃત્તિ.** [ સંવત્ ૧૯૮૨.

**કીંમત રૂ. ૦-૧૪-૦**

# પ્રસ્તાવના.

આ પુસ્તક મેટ્રિક્યુલેશનની પરીક્ષાના ઈતિહાસના અભ્યાસક્રમને ધ્યાનમાં લેઈ લખાયેલું છે.

આ પુસ્તક લખવામાં પ્રસંગોપાત્ત નીચે જણાવેલા પ્રખ્યાત ઈતિહાસકારોના પુસ્તકોનો આધાર લીધો છે. તે પુસ્તકો નીચે પ્રમાણે છે:—

1 The History of Aryan Rule in India by E. B. Havell.

2 Civilization in Ancient India by R. C. Dutt.

3 The Early History of India by V. A. Smith.

ઉપરોક્ત ગ્રંથકારોનો હું ઘણોજ આભાર માનું છું.

નગરશેઠની ખડકી,
ભરૂચ.
શ્રાવણ પૂર્ણિમા,
સંવત ૧૯૮૨.

ગં. હ. શુ.

# અનુક્રમણિકા.

# હિંદનો પ્રાચીન ઇતિહાસ.

## પ્રકરણ પહેલું.

### વેદનો સમય.

( ઇ. સ. પૂર્વ ૨૦૦૦–૧૪૦૦ )

**આર્યો હિંદુસ્થાનમાં આવ્યા તે પહેલાંની દેશની સ્થિતિ:**—આર્યો હિંદુસ્થાનમાં આવ્યા તે પહેલાં તેની અંદર ઘણી જુદી જુદી જાતના લોકો વસતા હતા, જેવા કે મોંગો-લીઅન, કોલેરીઅન અને ડ્રેવેડીઅન; તે સિવાય બીજી ઘણી જાતો જંગલી અવસ્થામાં જંગલોમાં તથા પહાડોમાં રહેતી હતી. એમ માનવામાં આવે છે કે ઉપલી ત્રણ મુખ્ય જાતો જુદે જુદે સમયે હિંદુસ્થાનની અંદર દાખલ થઈ હશે. મોંગોલીઅન લોકો ચિનાઓને વધારે મળતા હોઈ ચિનમાંથી હિંદુસ્થાનમાં ઇશાન ખુણામાંથી દાખલ થયા હોય, કારણ કે તેમના વંશજ સિકિમ, ભૂતાન, મણિપુર વિગેરે હિમાલયની તળેટીના પ્રદેશોમાં હજુ માલુમ પડે છે. કોલેરીઅનો પણ હિમાલયના ઇશાન ખુણેથી આવ્યા હોય તેમ જણાય છે. તેમના વંશજ હજુ બંગાળા અને છોટાનાગપુરમાં માલુમ પડે છે. દ્રાવિડ લોકો હિંદુસ્થાનના વાયવ્ય ખુણેથી આવી, પહેલાં તો પંજાબ અને મધ્ય હિંદમાં વસ્યા હશે; પરંતુ પાછળથી તેઓને કોલેરીઅન લોકો સાથે લડાઈ થયેલી જણાય

છે. આ લડાઈની અંદર કોલેરીઅન લોકોની સત્તા ત્રુટી પડયા પછી દ્રાવિડ લોકો દખણમાં જઈ વસ્યા; તેમના વંશજ હાલમાં તામિલ અને તેલુગુ લોકો છે.

આ ત્રણ જાતિઓની અંદર વધારેમાં વધારે સુધરેલી, બાહોશ અને હુન્નરકળાવાળી જાતિ દ્રાવિડ લોકોની હતી. તેમ છતાં આર્યોની આગળ તેનો સુધારો ઝાંખો જણાયો અને આર્ય પ્રજાના હુમલાનો પ્રવાહ નહિ અટકાવી શકવાથી તેઓને દક્ષિણમાં વસવું પડયું.

**આર્યોનું હિંદુસ્થાનમાં આગમન:**—આ પ્રમાણે હિંદની સ્થિતિ હતી તે વખતે આર્ય લોકો હિંદમાં વાયવ્ય ખુણેથી દાખલ થયા અને સિંધુ નદીના કિનારે વસ્યા. આ આર્યો કયાંથી આવ્યા તથા તેમને તેમનો દેશ છોડવાની ફરજ શા કારણથી પડી તે વિષે વિદ્વાનોના મતભેદ છે, છતાં બહુમતિથી એમ જણાય છે કે તેઓ મધ્ય એસિઆમાં રહેતા હતા. વસ્તી વધી પડવાથી તથા કોઈ કુદરતી ઘટનાથી પાણીની તંગી પડવાથી અને ખેતીવાડી બરાબર નહિ પાકવાથી તેઓને બાપદાદાનો મુલક છોડવો પડયો. આ લોકોમાંના કેટલાક કોકેશસ પર્વતને રસ્તે યુરોપમાં ગયા અને કેટલાક દક્ષિણ તરફ સિંધુ નદીના કિનારે આવી વસ્યા. આમાંના કેટલાક ઈરાનમાં જઈ વસ્યા અને બાકીના સિંધુ નદી ઓળંગી પંજાબમાં દાખલ થયા.

આ આર્યપ્રજા ઘણી સારી રીતે સુધરેલી, બળવાન તથા સાહસિક પ્રજા હતી. ઋગ્વેદના કેટલાક છંદો ઉપરથી જણાય છે કે આર્યોને અને મુળ વતનીઓને ( કે જેમને તેઓ દસ્યુ નામથી ઓળખતા હતા તેમને) કેટલીક ઝપાઝપીઓ થઈ. પરિણામે

આર્યપ્રજા વધારે બળવાન હોવાથી વિજયી નિવડી અને તેના દુશ્મનોને હારી જંગલોમાં અને પહાડોમાં નિવાસ કરવો પડયો.

**આર્યપ્રજા હિંદમાં દાખલ થઇ તે વખતનું તેમનું સામાજીક બંધારણ:—**

આ વખતે આર્યો જુદી જુદી જાતિઓમાં વહેંચાઈ ગયા હતા. દરેક જાતિનો એક એક મુખી હતો અને કેટલાક મુખીઓનો ઉપરી રાજા કહેવાતો. શરૂઆતમાં આ બધી જાતિઓ સિંધુ નદી ઉપર અને તેના આસપાસના પ્રદેશમાં રહેતી હતી. આ જાતિઓ જો કે જુદી જુદી જગાઓએ વસ્તી હતી છતાં તેઓની ભાષા, ધર્મ, ધાર્મિક ક્રિયાઓ, વ્રત, તથા નિયમો એકસરખાં હતાં. કોઇ કોઇ મોટા ધાર્મિક ઉત્સવ વખતે, અથવા તો સામાન્ય દુશ્મનને હંફાવવા તેઓ એકઠા થતા, અને સૌથી બળવાન રાજાને સરદાર નીમી તેની નીચે લડતા.

આ આર્યોની અંદર જાતિભેદ ન હતા તેમજ જન્મ પ્રમાણે ધંધાઓ મુકરર ન થતા. એક કુટુંબની અંદર બાપ મુખી અને ધર્મગુરૂ ગણાતો; તે ધાર્મિક ક્રિયાને માટે પવિત્ર અગ્નિ ચેતાવતો અને બધાં વ્રત, નિયમ તથા ધાર્મિક ક્રિયાઓ કરાવતો. રાજાઓ અથવા મુખી અમીર પુરૂષો ધંધાદારી પુજારીઓ નિમતા અને મોટા મોટા યજ્ઞો તથા ધાર્મિક ક્રિયાઓ તેમની પાસે કરાવતા. આ પ્રમાણે એક પૂજારી વર્ગ ઉભો થયો જે ધાર્મિક ક્રિયા કરાવવામાં વધારેને વધારે કુશળ થયો. ક્રિયાઓને માટે છંદો બનાવ્યા તે છંદોના જૂથને ઋગ્વેદ એમ નામ આપવામાં આવ્યું.

**આર્ય પ્રજાનું સામાન્ય વર્ણન:—**આ આર્ય પ્રજા બીજી બાબતની અંદર પણ એક સાધારણ પ્રજા ન હતી. આર્યો

શરીરે ઘણા કદાવર, દેખાવડા, તથા રૂપાળા હતા; વળી લડવામાં બહાદુર હતા એટલુંજ નહિ પણ ખેતી, વિદ્યા તથા હુન્નરની અંદર પણ કુશળ હતા. તેઓની માતૃભાષા સંસ્કૃત હોઈ સંસ્કૃતની અંદર ઘણાં સુંદર કાવ્યો રચતા. તેઓ કુદરતની જુદી જુદી શકિતઓને પૂજતા અને યજ્ઞકુંડોમાં અગ્નિ ચેતાવી મંત્રોચ્ચાર સાથે બળિદાન આપતા.

ઋગ્વેદના છંદો વાંચવાથી આપણને તેમના જીવનનું, રીતભાતનું તથા કળા કૌશલ્યતા વિગેરેનું ભાન થાય છે. આ આર્યો ઉત્તમ રીતે ખેતી કરી જાણતા એટલુંજ નહિ પણ સાથે સાથે હુન્નર ઉદ્યોગ પણ જાણતા. તેઓ કાંતવાનું તથા વણવાનું કામ કરતા તેમજ રથ, ગાડી, હળ વિગેરે સારી રીતે બનાવી જાણતા. જુદી જુદી ધાતુનો ઉપયોગ કરતા. લડાઈ માટે જાત જાતના હથિયાર બનાવતા અને સોનારૂપાના ઘરેણાં પહેરતા. નાણા તરીકે પણ સોનારૂપાનો ઉપયોગ કરતા. તેઓ જંગલો કાપી ખેતી વધારતા અને નવા ગામો વસાવી પોતાનો સુધારો દાખલ કરતા. તેઓ ગાય, ઘોડા, ભેંસો, બકરા વિગેરે ઘરકામને માટે પાળતા અને દરેક ગામની બહાર ગૌચરા ઢોરોને માટે રાખતા. વધારામાં આર્યો હોડીઓ મારફત જળમાર્ગે વેપાર પણ કરતા.

આ સુધરેલી આર્યપ્રજાની અંદર સ્ત્રીઓનો મોભો પુરૂષથી ઓછો ન હતો. ધાર્મિક તથા લગ્નની ક્રિયાઓ દંપતી સાથે બેઠા વિના અપૂર્ણ મનાતી.

**આર્યોનાં દેવ દેવીઓ:**—આર્યો કુદરતની જુદી જુદી શક્તિઓને પૂજતા અને બલિદાનો આપતા; તેઓ આકાશ, પૃથ્વી, વરૂણ, મિત્ર, ઇન્દ્ર, સૂર્ય, અગ્નિ, વાયુ, રૂદ્ર, યમ,

સરસ્વતી અને ઉષાને પૂજતા અને દરેક દેવ કે દેવીની પ્રાર્થના માટે છંદ તથા મંત્રો રચતા.

તેઓ સ્વર્ગમાં તથા પુનર્જન્મમાં માનતા. મુડદાને બાળતા તથા ઘણીજ અસરકારક રીતે આત્માની શાંતિ માટે ઉત્તરક્રિયા કરતા. તેઓ ભવિષ્યની સુખી જીંદગીમાં માનતા. આ સ્વર્ગીય લોકનો રાજા યમ હતો અને ત્યાં સારાં કર્મો કરેલા આત્માઓજ જતા.

આમ જુદા જુદા દેવ દેવીઓમાં માનતાં છતાં છેવટે એકજ ઈશ્વરના બધાં જુદાં જુદાં રૂપો છે તેમ માનતા.

---

## પ્રકરણ બીજું.

### વીરરસ કાવ્યોનો સમય.

( ઈ. સ. પૂર્વ ૧૪૦૦–૮૦૦ )

આર્ય પ્રજા આગલા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે બીજી હિંદની પ્રજાના પ્રમાણમાં ઘણીજ સુધરેલી તથા બળવાન પ્રજા હતી; પરંતુ તેમનાં શરૂઆતના જીવનમાં તેઓને અનેક મુશ્કેલીઓ પંજાબમાં વેઠવી પડી. તેઓને અનાર્ય પ્રજા તરફથી ગણીજ હેરાનગતિ થતી. અનાર્યો તેઓના યજ્ઞ તથા ધાર્મિક ક્રિયાઓની અંદર ભંગ પાડતા. કેટલીક વખત તેમની માલમિલ્કત તથા ઢોર ઢાંખરો પણ લેઈ જતા. આર્યો આ અનાર્ય લોકોને દસ્યુના નામથી ઓળખી તેમને બહુ ધિક્કારતા અને તેમને મારી હાંકી કાઢવાને અનેક યુક્તિઓ રચતા. આર્ય પ્રજા બળની સાથે કળ તથા વિદ્યાવાળી હોઈ અંતે તેનો વિજય થયો.

અનાર્યો સાથે લડાઈ થતી એટલુંજ નહિ પણ વખતે વખતે માંહોમાંહે આર્યોની જુદી જુદી જાતિઓની અંદર પણ વિગ્રહ જાગતો. કેટલીક વધારે બળવાન જાતિઓ એકત્ર થતી અને બળવાન રાજાની સરદારી હેઠળ બીજી નબળી જાતિઓને તાબામાં આણુતી; દાખલા તરીકે, મહાભારતમાં વર્ણવેલી ભારતની સરદારી હેઠળ એકત્ર થયેલી દશ જાતિ-ઓએ બીજી આર્ય જાતિઓ ઉપર સતલજ નદી ઓળંગી ચઢાઈ કરી.

**ઈ. સ. પૂર્વ ૧૪૦૦ લગભગનાં આર્ય રાજ્યો:**—આર્યો પંજાબમાં વસ્યા પછી ધીમે ધીમે ગંગા અને જમના નદી-ઓની ખીણુના પ્રદેશ તરફ પ્રસરતા ગયા. કેટલાક સૈકાઓ પછી તેઓએ આખા ઉત્તર હિંદુસ્થાનમાં લગભગ બિહાર પ્રાંત સુધી પોતાનાં બળવાન રાજ્યો સ્થાપ્યાં. દરેક રાજ્યનો જુદો રાજા હતો. આ રાજા પોતાના ભવ્ય દરબાર સાથે પાટનગરીમાં રહેતો. એક રાજાના તાબામાં અનેક ગામડાં હતાં. નાના ગામના લોકો ખેતીનો ધંધો કરતા; હાથે રૂ કાંતતા અને વણુતા; સાથે સાથે સુથારી અને લુહારી કામ પણ જાણુતા હતા. આ ગાંમડાંઓ એટલાં બધાં સ્વાશ્રયી હતાં કે તેઓને બહારની આર્થિક મદદની ઘણીજ ઓછી જરૂર રહેતી. મોટા શહેરોમાં અને પાટનગરોમાં હુન્નર, કળા અને ઉદ્યોગો સંપૂર્ણ રીતે ખીલવવામાં આવતાં. વળી તેમની ઉછરતી પ્રજાને કેળ-વવા પાઠશાળાઓ સ્થાપવામાં આવી હતી. આર્ય પ્રજાની સંસ્કારી વિદ્યા જાળવવા, તથા ધાર્મિક ક્રિયાઓ અને યજ્ઞ-યાગના નિયમો બરાબર ઘડવામાં, અને વિજ્ઞાનની તથા બીજી અનેક શાસ્ત્રીય શોધો કરવામાં બ્રાહ્મણુવર્ગ હંમેશાં તત્પર રહેતો. લડાયક જાતિઓ રાજ્યનું રક્ષણુ કરવાને તથા આંત-રિક વ્યવસ્થા જાળવવા રાજાની પડખે હંમેશાં ઉભી રહેતી.

આ પ્રમાણે દરેક આર્ય રાજ્ય સુરક્ષિત અને સ્વતંત્ર હતું અને આર્થિક બાબતમાં સ્વાશ્રયી રહેતું. આ બધાં રાજ્યો આગળ કહ્યા પ્રમાણે એક ભાષા, એક ધર્મ, એક સાહિત્ય અને એકજ સરખી ધાર્મિક ક્રિયાઓની ગાંઠથી જોડાયેલાં રહેતાં. ઈતિહાસ ઉપરથી જણાય છે કે આખો ઉત્તર હિંદુસ્થાન કોઈ દિવસ આ વીરરસ કાવ્યોના જમાનામાં એક રાજાની ઝુંસરી તળે આવ્યો ન હતો. નાનાં નાનાં રાજ્યો પોતાની સ્વતંત્રતા ભોગવતાં અને મિત્રાચારીથી બીજા રાજ્યો-ની સાથે રહેતાં. રાજાઓ પોતાના મિત્ર રાજાઓને કોઈ મોટા ઉત્સવ પ્રસંગે અથવા તો યજ્ઞ પ્રસંગ ઉપર નોતરતા; એક રાજ્યના લોકો બીજા રાજ્યની વિદ્વાનોની સભામાં હાજર રહી ચર્ચા કરી શકતા. ઉત્તમ ધર્મગુરૂઓને અને વિદ્વાન પુરૂષોને રાજાઓ બહારથી આમંત્રણ કરી બોલાવતા હતા. વળી એક રાજ્યના યોદ્ધાઓને અને વીરપુરૂષોને બીજા રાજ્યની અંદર સારી રીતે માનપાન મળતું હતું. આ પ્રમાણે ઉત્તર હિંદમાં એક સ્વતંત્ર રાજ્યોનું જુથ બની રહ્યું હતું. આ બધાં રાજ્યોની અંદર પાંચ મુખ્ય રાજ્યો હતાં.

**પાંચ બળવાન રાજ્યો:**—(૧) ગંગા નદીને કિનારે આવેલા પ્રદેશમાં, હસ્તિનાપુરની રાજ્યધાનીમાં ચંદ્રવંશી કુરૂ અથવા ભરતના વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. (૨) હાલના કનોજ પાસેના પ્રદેશમાં કાંપીલ્યનગરમાં પાંચાલોનું રાજ્ય હતું. (૩) અયોધ્યાનગરીમાં કોશલવંશના સૂર્યવંશી બળવાન રાજાઓ રાજ્ય કરતા હતા. (૪) ગંડક નદીને તીરે આવેલા પ્રદેશમાં મિથિલાનગરીમાં વિદેહ રાજાઓ રાજ્ય કરતા, જેમાંનો જનક વિદેહી મુખ્ય હતો. આ રાજાઓ વિદ્યા-ની અંદર બહુ રસ લેતા અને સેંકડો વર્ષો સુધી મિથિલા-

નગરી વિદ્વાનોની નગરી તરીકે પંકાઇ હતી. (૫) કાશીના રાજાઓનું પાંચમું બળવાન રાજ્ય હતું. તેઓની રાજ્યધાનીનું શહેર વારાણસી અથવા હાલનું બનારસ હતું. કાશી અથવા બનારસ હાલમાં પણ હિંદુઓના પવિત્ર ધામ તરીકે મનાય છે.

ઉપલા પાંચ રાજ્યોનો સપ્રમાણ ઇતિહાસ વિગતવાર મળવો મુશ્કેલ છે તેમ છતાં રામાયણ અને મહાભારત વાંચવાથી તે વખતના ભારતવર્ષના રાજાઓના તથા લોકોના જીવનની કંઇક ઝાંખી થાય છે.

**રામાયણનો ટૂંક સાર:**—હિંદુઓનાં બે પ્રખ્યાત વીર-રસ કાવ્યોમાંનું આ એક છે. તેના કર્તા વાલ્મિકિ ઋષિ કહેવાય છે.* કોસલના (અયોધ્યાના) રાજાઓ સૂર્યવંશી કહેવાતા કારણ કે તેઓ સૂર્યનાવંશમાંથી પોતાને ઉતરી આવેલા માનતા તેમજ સૂર્યને પોતાના ઇષ્ટદેવ તરીકે પણ માનતા.

આ સૂર્યવંશની અંદર દશરથ નામે એક અયોધ્યાનો રાજા હતો. તેને ચાર પુત્રો હતા. તેઓના નામ અનુક્રમે રામ, ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન હતાં. રામ સૌથી જ્યેષ્ઠ પુત્ર હતા અને ખાસ કરીને તેઓ આ કથાના નાયક છે. તેમનાંજ પરાક્રમોનું તેમાં વધારે પ્રમાણમાં વર્ણન કરેલું છે.

હિંદુઓ રામને એક અવતારી પુરૂષ તરીકે માને છે. રામને વિષ્ણુનો અવતાર માને છે અને સીતાજીને લક્ષ્મીનો

* રામાયણની અંદર ચોવીસ હજાર શ્લોકો છે અને સાત કાંડમાં વહેંચાયલું છે. રામાયણનો ઘણોખરો ભાગ ઈ. સ. પૂર્વે ૫૦૦ વર્ષે રચવામાં આવ્યો હોય એમ મનાય છે; પરંતુ પાછળથી કેટલાક સુધારા વધારા અંદર થયા હોય એમ જણાય છે.

અવતાર માને છે. સીતાજી વિદેહના રાજા જનકના પુત્રી હતા; આ જનક રાજાની પાસે શિવજીનું આપેલું એક મોટું ધનુષ્ય હતું. જનક રાજાએ એવું પણ લીધું હતું કે જે એ ધનુષ્યની ચાપ ચઢાવી બાણ ફેંકશે તે સીતાજીનું પાણિગ્રહણ કરશે. આને માટે જનક રાજાએ સ્વયંવર કરાવ્યો અને તેમાં દેશદેશના ( આર્યાવ્રતના ) રાજાઓને નોતરવામાં આવ્યા હતા. લંકાનો રાજા રાવણ પણ હાજર હતો. રામ અને લક્ષ્મણ પણ પોતાના ગુરૂ સાથે સ્વયંવર જોવા આવેલ હતા. કેટલાક બળવાન રાજાઓએ ધનુષ્ય ચઢાવવાને યત્ન કર્યો પણ તેમાં નિષ્ફળ ગયા. કેટલાક શરમના માર્યા પોતાની જગાએજ બેસી રહ્યા. રાવણ જે બહુજ બળવાન રાજા ગણાતો તેણે પણ ચાપ ચઢાવવા યત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. આ પછી પોતાના ગુરૂની આજ્ઞાથી રામે ઉભા થઈ ધનુષ્ય ચઢાવ્યું અને તેને એટલું તો ખેંચ્યું કે ધનુષ્યનાજ કટકા થઈ ગયા. આથી સીતાજીએ રામને વરમાળ પહેરાવી. રાવણ ઘણોજ શરમિંદો થઈ ત્યાંથી બબડાટ કરતો અને ભવિષ્યમાં રામ અને જનક ઉપર વેર લેવાની ઈચ્છા દર્શાવતો પોતાના રાજ્ય તરફ ચાલી ગયો.

રામ ગુરૂને ઘેરથી અભ્યાસ કરી આવ્યા પછી, દશરથ રાજાએ રામને કહ્યું કે ‘ હે રામ હવે તમે ઉમર લાયક થયા છો, અને મારે વાનપ્રસ્થ થવાની ઈચ્છા છે તો હવે રાજ્યનો ભાર તમે તમારા માથા ઉપર લ્યો.’ પિતાની ઈચ્છાને તાબે થઇ રામે હા પાડી અને ઋષિ મુનિઓની તથા બ્રાહ્મણોની સલાહથી રાજ્યાભિષેકનો દિવસ મુકરર કરવામાં આવ્યો; પરંતુ દૈવની ગતિ ન્યારી છે. ભરતની મા કૈકેયીને દશરથ

રાજાએ એક વખત બે વરદાન આપેલાં.* તે વરદાન પ્રમાણે કૈકેયીએ રાજ્યાભિષેકને આગલે દિવસજ દશરથ રાજા પાસે આપેલાં વરદાન માંગવાની ઈચ્છા દર્શાવી, અને વરદાનમાં એવી માંગણી કરી કે અયોધ્યાનું રાજ્ય તેના કુંવર ભરતને આપવું અને રામને ચૌદ વર્ષ વનવાસ મોકલવા. પોતાની ઈચ્છા વિરૂદ્ધ દશરથ રાજાને આ માગણીને તાબે થવું પડયું.

ઉપર લખ્યા પ્રમાણે દશરથ રાજાએ ભરતને રાજ્યાભિષેક કર્યો અને રામ સીતાજી તથા નાનાભાઇ લક્ષ્મણ સાથે વનવાસ ગયા. દશરથ રાજાને આથી ઘણો ખેદ થયો અને તેમણે શોકમાં અને શોકમાં પોતાનો દેહ છોડયો.

વનવાસની શરૂઆતમાં રામે ગોદાવરી નદીના તટ ઉપર આવેલાં અરણ્યોમાં વાસ કર્યો. અહિં રામને ઘણાં સંકટો વેઠવા પડયાં. લંકાના રાજા રાવણની બ્હેન સુર્પણખા તેમને ત્યાં મળી અને બે ભાઈઓમાંથી એકને પરણવા તેણીએ ઈચ્છા દર્શાવી; પરંતુ લક્ષ્મણે તેણીના નાક અને કાન કાપી લેઈ ત્યાંથી તેને કાઢી મૂકી. આ કારણને લેઈ સુર્પણખા પોતાના ભાઈ રાવણ પાસે ગઈ અને બધી દુ:ખની બીના તેને કહી. રાવણને રામની સાથે વેર તો હતુંજ તેમાં વળી

---

* એક વખત દશરથ રાજા જ્યારે લડાઇમાં કૈકેયી સાથે રથમાં બેસી લડવા ગયા હતા તે વખતે તેમના રથના પૈડાનો ખિલો નિકળી ગયો હતો. રાણીએ રથમાંથી ઉતરી ખિલાની જગાએ પોતાની આંગળી યુદ્ધ ચાલ્યું ત્યાં સુધી ભેરવી રાખી. યુદ્ધ પુરૂં થયા પછી દશરથ રાજાએ જોયું તો રાણીની આંગળીનો છુંદો થઈ ગયેલો જણાયો. પોતાની રાણીની પતિભક્તિ જોઇ દશરથ રાજા ઘણાજ પ્રસન્ન થઈ ગયા અને રાણીને વરદાન માગવા કહ્યું. કૈકેયીએ જવાબ આપ્યો કે સમય આવ્યે માગીશ.

 

અગ્નિમાં ઘી હોમાયું; આથી તે ઘણોજ રોષે ભરાયો અને પોતાની બ્હેનનું અપમાન થયા બદલ રામને શિક્ષા કરવા નિશ્ચય કર્યો.

એક દિવસ રામ અને લક્ષ્મણ મૃગયા કરવા ગયા હતા તે વખતે રાવણ એક સંન્યાસીનું સ્વરૂપ લેઈ રામની પર્ણકુટી હતી ત્યાં ભિક્ષા માગવા આવ્યો. સીતાજી ઝુંપડીમાં એકલાં હતાં. જેવાં સીતાજી તેને ભિક્ષા આપવા આવ્યાં કે રાવણ તુરતજ તેમને જોરજુલમથી ખેંચીને પોતાની ખાંધ ઉપર બેસાડી ત્યાંથી પલાયન કરી ગયો. જ્યારે રામ અને લક્ષ્મણ પોતાની ઝુંપડી તરફ પાછા ફર્યા ત્યારે સીતાજીને ઝુંપડીમાં ન જોવાથી તેઓને ઘણોજ ઉદ્વેગ થયો. તેઓએ દક્ષિણના પ્રદેશમાં તેમની ઘણીજ શોધ કરી અંતે તેમની ભાળ જટાયુ-ની મદદથી મળી. રામે દક્ષિણના એક રાજા સુગ્રિવની સાથે સીતાજી મેળવવા મૈત્રી કરી; આ સુગ્રિવને તેના ભાઇ વાલીએ પદભ્રષ્ટ કરી હાંકી કાઢયો હતો. રામે વાલીને માર્યો, સુગ્રિવને રાજ્યાભિષેક કર્યો અને પછી સુગ્રિવના સૈન્ય સાથે લંકા તરફ પ્રયાણ કર્યું.

રામની સાથે સેના ઘણી મ્હોટી હતી. આ સેનાને દરિઓ ઓળંગવાને રામે કેમોરીનની ભૂશિરથી લંકા સુધી સેતુબંધ બાંધ્યો; એ પૂલ ઉપર થઈ બધા લશ્કર સાથે લંકાને ઘેરો ઘાલ્યો. લડાઈ ઘણા વખત સુધી ચાલી તેમાં રાવણ તેના ભાઈ, પુત્રો તથા સુભટો સાથે માર્યો ગયો. રાવણના ભાઈ વિભિષણને રામે રાજ્યાભિષેક કર્યો અને પછી તેઓ સીતાજી તથા લક્ષ્મણ સાથે અયોધ્યા પાછા ફર્યા, કારણકે વનવાસના ચૌદ વર્ષ પુરાં થયાં હતાં.

રામની ગેરહાજરીમાં ભરત રામની પાદુકા રાજ્યગાદી ઉપર મૂકી રાજ્ય ચલાવતા હતા. ભરતે પોતાના મોટા ભાઈનો ઘણોજ આદરસત્કાર કર્યો અને તેમને તેમનું રાજ્ય પાછું સોંપ્યું.

રામ તથા સીતાજી રાજ્યનું સુખ લાંબો વખત ભોગવવાને ભાગ્યશાળી ન થયાં કારણ કે રાવણના મહેલમાં સીતાજી રહેવાથી લોકો તેમના વિષે અનેક શંકાઓ લાવવા લાગ્યા. લોકો તરફથી સીતાજી વિષે બહુજ ટીકા થવાથી તેઓ ગર્ભવંતા છતાં રામે તેમને જંગલમાં મોકલી આપ્યાં. સીતાજી વાલ્મિક ઋષિના આશ્રમમાં રહ્યાં અને ત્યાં તેમને લવ અને કુશ બે પુત્રોનો જન્મ થયો. પાછળથી રામનો તેમના પુત્રો સાથે વાલ્મિક ઋષિએ મેળાપ કરાવ્યો અને સીતાજીને પાછાં અયોધ્યા લેઈ જવા રામને સમજાવ્યા.

આ રામ એક ઘણાજ સારા અને લોકપ્રીય રાજા થયા હોય તેમ જણાય છે; કારણ કે હજુ પણ સારા રાજ્યને 'રામ રાજ્ય' ની ઉપમા અપાય છે.

**મહાભારતની કથા:**—મહાભારત વ્યાસજીએ રચેલું હોય એમ માનવામાં આવે છે. આ મહાભારત લગભગ એક લાખ શ્લોકોનું છે અને તેમાં અઢાર પર્વ છે.* તે સમયના જનસમાજની રહેણી–કરણી, રીતભાત વિગેરેનો તેમાં ઘણોજ સારો ચિતાર આપેલો છે.

આ મહાભારતની અંદર ભારત અને પંચાલના રાજા-

---

* મહાભારત વિષે એમ કહેવાય છે કે તે ઇ. સ. પૂર્વે ૪૦૦ વર્ષથી ઈ. સ. ૪૦૦ સુધીમાં બનેલું હોય; વળી તેનો કર્ત્તા એકજ હોય એમ લાગતું નથી; કારણ કે બધાં કાવ્યો તપાસતાં એમ જણાય છે કે તેઓ જુદા જુદા કર્ત્તાના જુદા જુદા કાળે બનાવેલાં હોય.

ઓના પરાક્રમોનું વર્ણન કરવામાં આવેલું છે. આ વંશના રાજાઓ ચંદ્રથી ઉતરી આવેલા હોય એમ મનાય છે તેથી તેઓને ચંદ્રવંશી રાજાઓ કહેવામાં આવે છે.

એમ કહેવાય છે કે ચંદ્રથી ઉતરી આવેલ પહેલા પુરૂષનું નામ બુદ્ધ* હતું અને તે હસ્તિનાપુરમાં રાજ્ય કરતો હતો. આ વંશથી ઉતરી આવેલા (વ્યાસના પુત્રો) ધૃતરાષ્ટ્ર અને પાંડુ બે ભાઈઓ હતા; ધૃતરાષ્ટ્ર જો કે મ્હોટા ભાઈ હતા, છતાં અંધ હોવાથી પોતાના ભાઈ પાંડુને પોતાનું રાજ્ય સોંપ્યું; ધૃતરાષ્ટ્ર ગાંધારીને પરણ્યા અને તેને સો પુત્રો થયા, તેમાંના જ્યેષ્ઠનું નામ દુર્યોધન હતું. આ બધા ભાઇઓ કૌરવ કહેવાતા. પાંડુને પાંચ પુત્રો હતા, તેમાંના વડા યુધિષ્ઠિર હતા અને બીજા ચાર અનુક્રમે ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ હતા. પહેલા ત્રણ કુંતીના પુત્રો હતા અને છેલ્લા બે માદ્રીના હતા. આ બધા પાંડવો કહેવાતા. યુધિષ્ઠિર સત્યને માટે, ભીમ બળને માટે અને અર્જુન બાણાવળી તરીકે પંકાય છે.

આ બધા રાજકુંવરોએ ધનુર્વિદ્યાની સારી તાલીમ લીધી હતી; પરંતુ સર્વ કરતાં શ્રેષ્ઠ અર્જુન હતો. આ કારણને લેઇ દુર્યોધનને તેની તથા તેના ભાઈઓની ઘણીજ અદેખાઈ થતી અને તેઓને રાજ્ય બહાર કાઢવાને તથા મારવાને તેણે અનેક દગાબાજી કરી તથા યુક્તિઓ રચી; એક વખત તેઓને લાક્ષાગૃહમાં રાખ્યા અને તેમને જીવતા બાળી મૂકવાને પ્રયત્ન પણ કર્યો; પરંતુ બાજી બધી નિષ્ફળ નિવડી. પાંડવો મોતના પંજામાંથી બચ્યા અને પછી કેટલોક વખત દેશમાં છૂપેવેશે આમતેમ ભટકયા. અહિંથી પાંડવો પાંચાલ દેશના રાજા

---

* આ બુદ્ધ તે ગૌતમબુદ્ધ નહિ પણ બીજો બુદ્ધ હતો.

દ્રુપદની દિકરી દ્રૌપદીના સ્વયંવરમાં ગયા. દ્રૌપદીને વરવાને અનેક રાજાઓ, મહારાજાઓ, તથા યોદ્ધાઓ આવેલ હતા. દ્રુપદ રાજાની એવી પ્રતિજ્ઞા હતી કે જે રાજા મચ્છવેધ* કરે તેને પોતાની દીકરી પરણાવવી. કેટલાક રાજાઓએ મચ્છ-વેધ કરવા પ્રયત્ન કર્યો; પરંતુ બધા નિષ્ફળ ગયા; છેવટે પોતાના મ્હોટા ભાઈ યુધિષ્ઠિરની આજ્ઞાથી અર્જુન ઉઠયો અને મચ્છવેધ કર્યો. આથી દ્રૌપદીએ વરમાળ અર્જુનને પહેરાવી.

ત્યાર પછી પાંડવો પોતાના દેશ પાછા ફર્યા. એમ કહેવાય છે કે જ્યારે તેઓ તેમની મા કુંતા પાસે ગયા ત્યારે ભીમે વધામણી ખાધી કે તેઓ એક અમૂલ્ય વસ્તુ તે દિવસ લાવ્યા હતા. આ વસ્તુ શું હશે તે નહિ જાણવાથી કુંતાએ ઉત્તર વાળ્યો કે હે વત્સ તમે પાંચે ભાઈઓ તે વસ્તુ વ્હેંચી લ્યો. એમ કહેવાય છે કે પોતાની પૂજ્ય માની આજ્ઞાનો ભંગ થાય નહિ એમ માની દ્રૌપદીને પાંચે ભાઈઓ પરણ્યા. આ વાર્તા હિંદુ લોકોના રીતરિવાજને અનુસરતી નથી; કારણ કે એક કુટુંબના ઘણા ભાઈઓ એક સ્ત્રીને પરણે એવો રિવાજ હાલમાં ટિબેટમાં અને બીજા દેશોમાં ચાલુ છે; પરંતુ તે રિવાજ પ્રાચીન અથવા અર્વાચીન હિંદુસ્થાનમાં દાખલ થયેલ હોય એમ જણાતું નથી.†

આ બીના પછી દ્રુપદ રાજાની તથા બીજા મિત્રરાજ્યોની મદદથી પાંડવોએ પોતાના બાપદાદાના રાજ્યનો અમુક ભાગ

---

* એક માંચડા ઉપર બનાવટી માછલું ફરતું રાખ્યું હતું. તે માછલાના પ્રતિબિંબ નીચે પાણીથી ભરેલા કુંડમાં જોઈ ફરતા માછલાની આંખ વિંધવાની હતી.

† જુઓ દત્તનું "Civilization in Ancient India."

તેમને મળવો જોઇએ એવો દાવો કર્યો. આથી દુર્યોધને હસ્તિના-પુર અને તેની આસપાસનો ગંગા નદીનો પ્રદેશ પોતાના માટે રાખ્યો અને પાંડવોએ જમના નદીનો મુલક લીધો; ત્યાં તેઓએ જંગલો સાફ કરી ઈન્દ્રપ્રસ્થ* નામનું નવું પાટનગર વસાવ્યું. આ પછી યુધિષ્ઠિર રાજાએ રાજસૂય યજ્ઞ કર્યો અને પોતાની કીર્તિ લોકોમાં વધારી. પાંડવોની કીર્ત્તિ દેશદેશાંતરમાં વધવાથી કૌરવોને ઘણી ઈર્ષ્યા થઈ અને દુર્યોધને અનેક યુકિત પ્રયુકિતઓ કરી તેમનું રાજ્ય છીનવવા પ્રયત્ન આદર્યો. એક વખત કપટી દુર્યોધને યુધિષ્ઠિરને દ્યૂત રમવાને નોતર્યા, રમત રમાઈ અને યુધિષ્ઠિરની હાર થઈ. સરતની અંદર રાજ્ય-પાટ મૂકવામાં આવ્યું હતું, અને આ પ્રમાણે હાર થવાથી પાંડવોને બાર વર્ષ વનવાસ વેઠવો પડયો. વનવાસને તેરમે વર્ષ તેઓને છૂપાવેશમાં રહેવાનું હતું અને જો કૌરવોથી ઓળખાય તો પાછાં બીજાં બાર વર્ષ વનવાસ જવાનું હતું. તેરમે વર્ષને આખરે તેમનો વનવાસ પૂરો થયો અને તેઓએ ફરી તેમનું રાજ્ય માગ્યું. પાંડવો તરફથી દ્વારકાના રાજા શ્રી કૃષ્ણ કૌરવો સાથે વિષ્ટિ કરવા ગયા; પરંતુ દુર્યોધને કોઈપણ માંગણી સ્વીકારી નહિ અને પરિણામે એક મ્હોટું મહાભારત યુદ્ધ થયું.

આ યુદ્ધની અંદર ભારતવર્ષના ઘણા ખરા રાજાઓએ એક અથવા બીજા પક્ષમાં ભાગ લીધો હોય તેમ જણાય છે. બન્ને બાજુ તરફ હયદળ, રથદળ, પાયદળ વિગેરેની સંખ્યા ઘણાજ મ્હોટા પ્રમાણમાં હતી; તેજ પ્રમાણે સુભટો પણ અનેક હતા. શ્રી કૃષ્ણ પણ યુદ્ધમાં અર્જુનના સારથિ તરીકે રહ્યા હતા.

---

* આ ઇંદ્રપ્રસ્થનાં સ્મરણ ચિન્હ હજુ પણ હાલના દિલ્હી આગળ માલુમ પડે છે.

દારૂણુ યુદ્ધ કુરૂક્ષેત્રના મેદાનમાં અઢાર દિવસ ચાલ્યું તેમાં પાંડવોનો અંતે વિજય થયો અને કૌરવો બધા માર્યા ગયા.

આ પછી યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક હસ્તિનાપુરની ગાદી પર કરવામાં આવ્યો. કેટલાક વખત પછી પોતાની સર્વોપરી સત્તા ભારત વર્ષમાં કબુલ કરાવવા પાંડવોએ એક મ્હોટો અશ્વમેધ યજ્ઞ કર્યો અને પોતાની કીર્ત્તિ ચારે તરફ વધારી. આમ છતાં પણુ યુધિષ્ઠિર મનમાં હંમેશાં ઉદ્વેગમાં રહેતા કારણુ કે યુદ્ધની અંદર પોતાના અનેક કુટુંબીઓનો નાશ કરી વિજય મેળવ્યો હતો. આ પાપના પ્રાયશ્ચિત અર્થે પાંડવોએ રાજ્યપાટ છોડી તીર્થ ક્ષેત્રમાં જવા નિશ્ચય કર્યો. હસ્તિનાપુરનું રાજ્ય અર્જુનના પ્રપૌત્ર પરીક્ષિતને સોંપવામાં આવ્યું અને પાંડવો હિમાલય ગયા.

મહાભારતની અંદર બે ત્રણુ ચીજો ખાસ કરીને ધ્યાન ખેંચે તેવી છે; પહેલી તો કવિત્વ **શક્તિથી ભરપૂર–નળ અને દમયન્તીની–રસમય** કથા અને **બીજી ચીજ** તે ભગવદ્ **ગીતા.** આ ભગવદ્‌ગીતા તે શ્રી કૃષ્ણે અર્જુનને આપેલો ઉપદેશ કહેવાય છે. જ્યારે યુદ્ધ ચાલતું હતું ત્યારે અર્જુને પોતાની સામેના પક્ષમાં પોતાના સગાઓને જોઈ લડવાની નાખુશી બતાવી. આ દુનિયાની બધી ક્ષણિક તથા નાશવંત ચીજો માટે પોતાના બાંધવોનો સંહાર કરવો તે અર્જુનને ન રૂચ્યું ત્યારે શ્રી કૃષ્ણે તેને ઉપદેશ આપ્યો તે "**ગીતા.**"* વધારામાં મહાભારતમાં રાજનીતિના અનેક પ્રવચનો છે.

---

* આ ગીતા ઉંચી કોટિના તત્ત્વજ્ઞાનથી ભરપુર છે, અને તે તત્ત્વજ્ઞાનના આધારે અનેક વિશ્વદેવતાવાદના પુસ્તકો રચાયાં છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ પણુ તેના તત્ત્વજ્ઞાનની મુક્તકંઠે પ્રશંસા કરી છે. જુઓ "Sacred Books of the East" by Max Muller.

**રામાયણ અને મહાભારતના સમયનું હિંદુસ્થાનઃ—** વેદના સમયનું હિંદુસ્થાન આપણને એટલું બધું અપરિચિત તથા દૂર લાગે છે કે તે વિષે માનસિક ચિત્ર પણ આલેખવું ઘણું મુશ્કેલ પડે છે; પરંતુ જ્યારે આપણે રામાયણ અને મહાભારતના કાવ્યો વાંચીએ છીએ ત્યારે આપણે પરિચિત અને દ્રઢ ભૂમિપર છીએ એમ લાગે છે. બન્ને કાવ્યો ગમે તે સમયે રચાયાં હોય છતાં તે કાવ્યો વાંચતાં આપણને હાલના હિંદુસમાજની કંઇક ઝાંખી થાય છે. તે વખતે જ્ઞાતિ-બંધારણ પૂર્ણપણે વિકાસ થયેલું જણાય છે તથા ધર્મમાં પણ હાલના હિંદુધર્મના મુખ્ય સિદ્ધાંતો અંગીકાર થયેલા માલુમ પડે છે. વાર્તાઓના નાયકો તથા નાયિકાઓ પણ હિંદુસમાજના જીવન સાથે એટલાં બધાં ઓતપ્રોત થયેલાં છે કે અપરિચિત લાગતાં નથી અને હાલનાં હિંદુઓને વ્યવ-હારિક જીવનમાં પણ આદર્શરૂપ થઈ પડે તેવાં છે. તે વખતના ઘણાખરા રીતરિવાજો પણ થોડાક અપવાદ* સિવાય હાલનાને મળતાં છે.

**વર્ણાશ્રમધર્મ વ્યવસ્થાઃ—**ઉપર જણાવ્યા પ્રમાણે રામા-યણ અને મહાભારતના સમયમાં જ્યારે જ્ઞાતિબંધારણ પૂર્ણપણે વિકાસ પામેલું હતું ત્યારે તેની શરૂઆત તે પહેલાં સૈકાઓ પૂર્વે થયેલી હોય તેમ જણાય છે. મુખ્ય ચાર જ્ઞાતિઓ હતી, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર; બ્રાહ્મણનો ધર્મ ભણવા, ભણા-વાનો તથા યજ્ઞ, યાગ વિગેરે ધાર્મિક ક્રિયાઓ કરાવવાનો હતો; વળી બ્રાહ્મણે ચાર આશ્રમો પાળવાના હતા, બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ; મનુષ્ય જીંદગી સામાન્ય રીતે સો વર્ષની ગણાતી તેથી દરેક આશ્રમના

* દાખલા તરીકે પાંચે પાંડવોનું દ્રૌપદીને પરણવું, સ્વયંવર વિગેરે.

લગભગ પચીશ પચીશ વર્ષ હતાં. ક્ષત્રિયનો ધર્મ દેશનું ભ્હારના દુશ્મનથી રક્ષણ કરવાનો તથા આંતરિક વ્યવસ્થા જાળવવા રાજાને મદદ કરવાનો હતો. વૈશ્યનો ધર્મ ખેતીવાડી કરવાનો અથવા તો વેપાર–ઉદ્યોગ કરવાનો હતો. આ ત્રણે જાતિઓ દ્વિજ ગણાતી કારણકે તેમને ઉપવિતનો તથા વેદ ભણવાનો અધિકાર હતો. શુદ્રનો ધર્મ ઉપલા ત્રણ વર્ણોની સેવા કરવાનો હતો; તેને ઉપવિત ધારણ કરવાનો તથા વેદ વિગેરે શાસ્ત્રો ભણવાનો અધિકાર ન હતો. પહેલી ત્રણ જાતિઓ આર્યોમાંથી બનેલી હોય અને શુદ્રની જાતિ અનાર્યોમાંથી અથવા તો મૂળ વતનીઓમાંથી બનેલી હોય તેમ ધારી શકાય છે.

હાલના પ્રગતિના તથા સમાનતાના જમાનામાં આ જ્ઞાતિબંધારણ કદાચ અંતરાયરૂપ લાગે પરંતુ આ બંધારણને લેઈનેજ હિંદુસમાજ આજ સુધી પોતાનું વ્યક્તિત્વ જાળવી શકયો છે. એ બંધારણને લેઈનેજ અનેક આપખુદી સત્તાઓની અસર હિંદુસમાજ ઉપર થઈ નથી, તથા એને લીધેજ પોતાના સંસ્કારી ઉચ્ચ આદર્શો જાળવી શકાયા છે.

**રાજ્ય વ્યવસ્થા:**—રાજ્ય વ્યવસ્થાનું બીજ ગ્રામ્ય સંસ્થા હતું. આ ગ્રામ્ય સંસ્થાનું તંત્ર પ્રજાપક્ષને અનુકુલ થઈ ચાલતું.* હાલની ગ્રામ્ય વ્યવસ્થા અને તે વખતની લગભગ સરખાં હતાં. દરેક ગામ આર્થિક બાબતમાં સ્વાશ્રયી હતું. આવાં અનેક ગામો એક મ્હોટા રાજાના રક્ષણ તરીકે એકત્ર થતાં અને તેને સંપૂર્ણ સત્તા આપતા. રાજાઓ કેટલીક

* આ ગ્રામ્ય સંસ્થાઓના પ્રશંસાના ઉદ્‌ગારો માટે વાંચો:–
'The Village Communities in India', by Cunnigham.

વખત ચુંટાતા અને કેટલીક વખત વંશપરંપરા પણ રહેતા.* રાજા લોકોનું રક્ષણ કરતો તથા દેશની અંદર વ્યવસ્થા રાખતો. આ વ્યવસ્થા કરવામાં રાજા બ્રાહ્મણોની તથા પોતાના અનુભવી ક્ષત્રિય વીરોની સલાહ લેતો. સેવા બદલ રાજાને અમુક ભાગ ઉપજનો આપવામાં આવતો અને રાજા ઈશ્વરી અંશ છે એમ લોકો માનતા. રાજાઓ પણ પ્રજાનું પુત્રવત પાલન કરતા.

---

## પ્રકરણ ત્રીજું.

### ષડ્દર્શનો તથા સૂત્રોનો સમય.

( ઇ. સ. પૂ. ૮૦૦–૩૨૦. )

**ચાર વેદો:**—પહેલા પ્રકરણની અંદર આપણે ઋગ્વેદ વિષે વાત કરી હતી; પરંતુ હિંદુઓ ચાર વેદોને માને છે તે ચારેના નામ ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ. (૧) ઋગ્વેદની અંદર ખાસ કરીને અગ્નિ, વરૂણ, ઇંદ્ર વિગેરે દેવોની પ્રશંસાના છંદો છે. (૨) સામવેદની અંદર સોમયજ્ઞને લગતા મંત્રો છે. આ બંને વેદોનો સમય ઈ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ લગભગનો કહેવાય છે. (૩) યજુર્વેદ અર્ધો ગદ્યમાં છે અને બાકીનો પદ્યમાં છે, તેની અંદર યજ્ઞ કરતી વખતે બોલવાની પ્રાર્થનાઓના મંત્રો છે; આ વેદ ઉપરથી આર્યો પંજાબમાંથી ગંગાનદીના પ્રદેશમાં પ્રસર્યા હોય તેમ જણાય છે. (૪) અથર્વવેદની અંદર જાદુના તથા વશીકરણના મંત્રો

---

* જુઓ "The History of Aryan Rule in India", by E. B. Havell, Chap. 1.

તથા જંત્રો છે. આ વેદ ઈ. સ. પૂ. ૬૦૦ વર્ષ પહેલાં થયો હોય તેમ કહેવાય છે.

વેદને **શ્રુતિ** એમ પણ નામ આપવામાં આવે છે. દરેક વેદના ત્રણ ભાગ હોય છે. (૧) **સંહિતા અને મંત્રો**-પ્રાર્થના વખતે બોલવાના મંત્રો. (૨) **બ્રાહ્મણો**-યજ્ઞ વખતે બોલવાના મંત્રો. (૩) **ઉપનિષદ્**-જેની અંદર આત્મા અને બ્રહ્મની ઐક્યતા વિષે વિવેચન કરેલું હોય છે. આ ઉપરાંત જે લોકો તત્ત્વ ચિંતનને માટે અરણ્યોમાં જતાં તેઓને માટે વેદના ઉપાંગ પુસ્તકો હતા તેને **આરણ્યક** કહેતા.

શ્રુતિઓની સાથે સાથે બીજી પણ ઘણી વિદ્યા આર્યોએ સંપાદન કરેલી હતી. તેઓ જ્યોતિર્વિદ્યા, વ્યાકરણ, પિંગળ, ભૂમીતિ, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને ગણિતશાસ્ત્ર વિગેરે જાણતા. આ બધાનું સંશોધન તથા તેમનો વિકાસ ધાર્મિક ક્રિયાઓને અંગે થયેલો હોય તેમ જણાય છે.*

**આર્યોનું બધા હિંદુસ્થાનમાં પ્રસરવું:**—ઉપરના તથા આગલા પ્રકરણના વર્ણનથી આપણને માલુમ પડે છે કે આર્યોની સંસ્કૃતિ ઘણાજ ઉંચા પ્રકારની હતી; વળી પહેલા પ્રકરણમાં આપણે શીખી ગયા કે વેદના સમયમાં આર્યો સિંધુ નદી ઉપર તથા તેની શાખાઓ ઉપર વસ્યા હતા, અને આખો પંજાબ જુદી જુદી આર્યોની લડાયક જાતિઓની અંદર વહેંચાઇ ગયેલ હતો. વીરરસ કાવ્યોના સમયમાં હિંદુઓ

---

* યજ્ઞ કરતી વખતે કુંડો બનાવવાની જરૂર પડતી હોવાથી તેઓને ભૂમીતિની જરૂર પડી; મંત્રોને માટે વ્યાકરણ તથા પિંગળની જરૂર પડી; અમુક નક્ષત્ર તથા અમુક ગ્રહ ધાર્મિક વિધિને માટે ઘણો સારો એ માન્યતાથી જ્યોતિર્વિદ્યાનો વિકાસ થયો.

ઉત્તર હિંદમાં અને પૂર્વમાં છેક બિહાર સુધી પ્રસર્યા હતા; ગંગા નદીના પ્રદેશમાં કેટલાક બળવાન રાજ્યો હતા અને પ્રજા પણ ઘણીજ સંસ્કારી હતી. નવા પ્રદેશોની જીત સાથે હિંદુ લોકોનું વસાયતનું કામ પણ ચાલું રહ્યું અને સૂત્રોના સમયમાં, પહાડ અને જંગલો સિવાય કાશ્મિરથી કેપકોમોરિન સુધી અને બંગાળાથી ગુજરાત સુધીના બધા હિંદુસ્થાનમાં આર્યો વસ્યા હોય તેમ જણાય છે.

આર્યોનું આ બધું પ્રસરવું એકલી તેઓની લડાઈઓની જીતોને લીધેજ ન હતું. જો કે પંજાબ અને ગંગા નદીના પ્રદેશોમાં તેઓની સત્તા બેસાડવા ચઢાઈઓ કરવાની તેઓને જરૂર પડી હતી; પરંતુ આ સત્તા પ્રબળ તથા દૃઢ થવાનું ખરૂં કારણ તેઓની ઉત્તમ પ્રકારની સંસ્કૃતિ હતું. દક્ષિણ હિંદુસ્થાનમાં આ વખતે જે પ્રજાઓ વસતી હતી તેઓની પોતાની જુદા પ્રકારની સંસ્કૃતિ હની અને આર્યો જ્યારે ત્યાં વસ્યા તે વખતે તે હૈયાત હતી; જેમ જેમ આ દક્ષિણની પ્રજાઓ ઉત્તર હિંદમાં પ્રસરેલી આર્યસંસ્કૃતિના સમાગમમાં આવી તેમ તેમ તેઓએ તેમનાં રીત–રિવાજો, ધર્મ, કાયદાઓ સંસ્થાઓ તથા આચાર વિચારોનો અંગીકાર કર્યો; વળી કેટલાક ધર્મોપદેશકો તથા વ્યાપારીઓ દક્ષિણના દૂરના પ્રદેશોમાં પણ દાખલ થયા અને તેઓની સાથે પોતાના ધર્મ, વિદ્યા તથા આર્યસંસ્કૃતિ લાવ્યા. દક્ષિણના રાજાઓ પણ ઉત્તમ પ્રકારના આર્યધર્મગુરૂઓ તથા ઉપદેશકોને પોતાના રાજ્યમાં આમંત્રણ કરતા અને તેઓના સિદ્ધાંતો સ્વીકારતા. આ શાંતિમય જીતની તો એટલી બધી અસર થઈ કે ઈ. સ. પૃ. ૬ ઠ્ઠા સૈકા લગભગ તો આખો હિંદુસ્થાન હિંદુધર્મ અને સંસ્કૃતિનો ઉપાસક બન્યો. દક્ષિણમાં ન્યાય, સ્મૃતિ વિગેરેના અભ્યાસ માટે શાળાઓ સ્થપાઇ અને આની અસર છેક કોમોરિનની

ભૂશિર સુધી થઈ. સિકંદર હિંદમાં આવ્યો તે પહેલાં આ પ્રમાણે સ્થિતિ હતી.

સવાલ થાય કે આ બધી આર્યસંસ્કૃતિ આખા હિંદમાં પ્રસરવાનું શું કારણ? કારણ કે ઇતિહાસ ઉપરથી જણાય છે કે દક્ષિણની પ્રજાઓ તે વખત સુધીમાં બળથી જીતાઈ ન હતી; તેઓએ પોતાની ભાષાઓ પણ મૂકી દીધેલ નથી કારણ કે હજુ પણ તેઓ તેજ ભાષાઓ વાપરે છે; વળી આર્યોના સમાગમમાં આવ્યા પહેલાંની તેઓની જુની સંસ્કૃતિ કોઈ દિવસ નાશ પામેલી સભળાઈ નથી; પરંતુ જ્યારે આર્યો તેઓની અંદર વસવા માટે અથવા તો વ્યાપાર કે ધર્મોપદેશ માટે આવ્યા ત્યારે દક્ષિણની પ્રજાઓ તેઓની પાસેથી ઉત્તમ પ્રતિના સંસ્કૃતિ અને ધર્મ શીખ્યાં અને હિંદુધર્મનો અંગીકાર કરી મ્હોટા બળવાન હિંદુ રાજ્યો બન્યા.

દશ હિંદુ રાજ્યો:—આ પ્રમાણે જ્યારે આખો હિંદુસ્થાન આર્યસંસ્કૃતિમય બન્યો ત્યારે હિંદમાં કેટલાંક નાના રાજ્યો ઉપરાંત દશ મુખ્ય બળવાન રાજ્યો હતાં તે નીચે પ્રમાણે હતાં:-

સૌથી બળવાન અને ઉત્કૃષ્ટ રાજ્ય દક્ષિણ બિહારમાં આવેલા મગધોનું હતું; આ મગધ લોકો વીર કાવ્યોના જમાનામાં સુધરેલા ન હતાં; પરંતુ આર્યસંસ્કૃતિ અંગીકાર કર્યા પછી એક બળવાન પ્રજા થઈ હતી. બીજું રાજ્ય પશ્ચિમ બંગાળામાં અંગ લોકોનું હતું અને ત્રીજું રાજ્ય પૂર્વ બંગાળામાં વંગ લોકોનું હતું. કલિંગ અથવા ઓરિસ્સાનું ચોથું રાજ્ય હતું. પાંચમું રાજ્ય અવન્તી અથવા માળવાનું હતું. સૌરાષ્ટ્ર અથવા ગુજરાતમાં ઘણાં બળવાન હિંદુ રાજ્યો હતાં.

દક્ષિણમાં આંધ્ર લોકોનું બળવાન રાજ્ય હતું; અહીં ન્યાય તથા સ્મૃતિ વિગેરેના અભ્યાસ માટે શાળાઓ સ્થપાઇ હતી કે જે શાળાઓ હજુ પણ દક્ષિણમાં પંકાય છે; વળી છેક દક્ષિણમાં કૃષ્ણા નદીને દક્ષિણે ત્રણ રાજ્યો હતાં તેઓના નામ અનુક્રમે ચોલા, પંડયા અને ચેરા હતાં, ઉપર પ્રમાણે દશ બળવાન રાજ્યો હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાં આવેલાં હતાં. આ બધામાં બળવાન રાજ્ય મગધનું હતું. તેથી તેનો ઈતિહાસ જરા વધારે વિસ્તારથી તપાસીએ.

મગધનું રાજ્ય:—એમ કહેવાય છે કે મહાભારતના સમયથી ઈ. સ. પૂ. ૭ મા સૈકા સુધીમાં મગધની ગાદી ઉપર અઠ્ઠાવીશ રાજાઓએ રાજ્ય કર્યું હતું. આ પછી શિસુનાગ રાજાએ પોતાનો વંશ સ્થાપ્યો. શિસુનાગથી પાંચમો રાજા બિંબીસાર હતો, તેના વખતમાં ગૌતમબુદ્ધે મગધમાં બૌદ્ધ-ધર્મનો ઉપદેશ કર્યો. બિંબીસાર ઘણોજ દયાળુ અને પરોપ-કારશિલ રાજા હતો. બિંબીસાર પછી અજાતશત્રુ રાજ્યગાદી ઉપર આવ્યો. તે ઘણોજ રણપ્રિય તથા બળવાન રાજા હતો; તેણે કોસલના તથા આસપાસના પ્રદેશોને જીતી મગધના રાજ્યની હદ વધારી. અજાતશત્રુ પછી મગધની ગાદી ઉપર ચાર રાજાઓએ રાજ્ય કર્યું અને પછી શિસુનાગ વંશનો અંત આવ્યો.

આ વંશ પછી નંદ અને તેના આઠ પુત્રોએ મગધનું રાજ્ય લગભગ સાઠેક વર્ષ સુધી કર્યું. નંદ વંશ પછી સિકં-દરનો સમકાલીન રાજા ચંદ્રગુપ્ત રાજ્યગાદીપર આવ્યો. તેણે પોતાની મા મુરાના નામ ઉપરથી પોતાના વંશને મૌર્યવંશ એવું નામ આપ્યું.

**ઈરાનીઓની પશ્ચિમ હિંદ ઉપર ચઢાઇ:**—આ પ્રમાણે હિંદુસ્થાન જ્યારે અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું, ત્યારે પશ્ચિમ હિંદ ઉપર પરદેશીઓના હુમલા થતા હતા. ઈરાનના રાજા દરાયસે પોતાના સરદાર સ્કાઈલેકસને સિંધુ નદીના પ્રદેશની શોધખોળ કરવા મોકલ્યો. સ્કાઈલેકસ એક ઘણોજ કાબેલ નાવિક પણ હતો; તેણે સિંધુ નદી ઉપર તેના મુખ સુધી મુસાફરી કરી અને ત્યાંથી લગભગ ત્રીસ માસમાં દરિઆ રસ્તે ઈજીપ્ટને કિનારે પહોંચ્યો. આ શોધ પછી દરાયસે જાતે હિંદ ઉપર ચઢાઈ કરી અને પંજાબનો અમુક ભાગ જીતી પોતાના રાજ્ય સાથે જોડી દીધો. ઈરાનના સામ્રાજ્યની અંદર વિશ પ્રાંતો હતા તેમાંનો પંજાબ ઘણોજ સમૃદ્ધ અને વસ્તીવાળો પ્રાંત હતો અને એમ કહેવાય છે કે વાર્ષિક ખંડણી તરીકે ઈરાનના રાજ્યને સોનાના ૩૬૦ 'ટેલંટ'* આપતો.

**મહાન સિકંદરની હિંદ ઉપર ચઢાઇ:**—ઉપલી ચઢાઈ કરતાં પણ વધારે મ્હોટી ચઢાઈ ગ્રિસના રાજા સિકંદરની હતી. તેણે એશિયામાઇનર, સિરિયા, ઈજીપ્ટ જીત્યા હતા અને ઈરાનના રાજા દરાયસને પણ ત્રણવાર હરાવ્યો હતો. આ પછી સિકંદરને હિંદ જીતવાની ઈચ્છા થવાથી સિંધુ નદી ઓળંગી તક્ષિલાના† પ્રદેશ આગળ આવ્યો, ત્યાંના રાજાએ તેનો આદર સત્કાર કર્યો; પરંતુ આગળ જતાં સિંધુ અને જેલમ નદીના

---

* એક 'ટેલંટ' નું વજન ૫૭.૬ રતલ થતું હતું. જુઓ Early History of India by V. A. Smith, Chap. II.

† તક્ષિલા પ્રાચીન કાળમાં, હાલના અટક જીલ્લામાં આવેલા હસન અબ્દલ પાસે, એક મોટી નગરી હતી. તેના સ્મરણ ચિન્હો હાલમાં શોધખોળ કરતાં મળી આવે છે.

પ્રદેશના રાજા પોરસે તેને અટકાવ્યો. પોરસની સાથે લડાઇ થઈ તેમાં સિકંદરે જીત મેળવી. આ પછી સિકંદરે પૂર્વ તરફ બીઆસ નદી સુધીનો મુલક તાબે કર્યો; પરંતુ હવે વધારે આગળ જવાને તેના લશ્કરે ના પાડી આથી તેને પોતાના દેશ તરફ પાછા ફરવાની ફરજ પડી.

જેલમ નદીને કિનારે બે હજાર વહાણોનો કાફલો સિકંદરના અમલદારોએ તૈયાર કરાવ્યો હતો; કેટલુંક લશ્કર વહાણમાં તથા બાકીનું લશ્કર પગે મુસાફરી કરી દશ મહિને સિંધુ નદીના મુખ આગળ પહોંચ્યું. કાફલો ઇરાનના અખાતના રસ્તે ગયો અને સિકંદર બાકીના લશ્કર સાથે બલુચિસ્તાન મારફતે આગળ વધ્યો. ઘણાજ સંકટો અને નુકશાન વેઠયા પછી તે પોતાના લશ્કરને ઇરાનમાં મળ્યો. રસ્તે જતાં બાબીલનમાં સિકંદર મરણ પામ્યો ઈ. સ. પૂ. ૩૨૩. આ મહાન સિકંદરે બત્રિશ વર્ષની ઉમર સુધીમાં ઘણુંજ હેરત પમાડે તેવું કાર્ય કર્યું. એમ કહેવાય છે કે જ્યારે તેણે સાંભળ્યું કે હવે દુનિયામાં વધારે પ્રદેશ જીતવાના નથી ત્યારે તે રડી પડયો.

સિકંદરના મરણ પછી તેના સરદારો માંહોમાંહે રાજ્યને માટે લડયા. અંતે રાજ્યના ભાગલા પડયા. પૂર્વનો ભાગ તેના એક સરદાર સેલ્યુકસના તાબામાં આવ્યો, આ સેલ્યુકસે હિંદુસ્થાન ફરી જીતવા યત્ન કર્યો પણ તેમાં નિષ્ફળ ગયો. આ વખતે મગધની ગાદી ઉપર મહા બળવાન રાજા ચંદ્રગુપ્ત હતો તેની સાથે સેલ્યુકસને સલાહ કરવાની ફરજ પડી; સેલ્યુકસે ચંદ્રગુપ્તને સિંધુ નદીની પૂર્વનો બધો મુલક આપ્યો અને પોતાની દિકરી ચંદ્રગુપ્તને પરણાવી; ચંદ્રગુપ્તે તેના બદલામાં તેને ૫૦૦ હાથીઓ ભેટ કર્યા. સેલ્યુકસે ચંદ્રગુપ્તની મિત્રાચારી માટે પોતાનો એક એલચી ચંદ્રગુપ્તના દરબારમાં

રાખ્યો જેનું નામ મેગાસ્થિનિસ હતું. આ મેગાસ્થિનિસે ચંદ્રગુપ્તના સમયનો હિંદુસ્થાનનો હેવાલ લખ્યો છે કે જે તે વખતની હિંદની સ્થિતિનો ઘણો સારો ચિતાર આપે છે.

**ઈ. સ. પૂ. ૩૨૦ સુધીમાં તત્ત્વજ્ઞાન, વિદ્યા વિગેરેમાં પ્રગતિઃ**—આ પ્રમાણે રાજ્યકીય પરિસ્થિતિ હતી તે વખતે વિદ્યા તથા તત્ત્વજ્ઞાનમાં હિંદુઓ કેટલા આગળ વધ્યા હતા તે હવે જોઈએ.

તત્ત્વજ્ઞાનમાં છ મતો (વાદો) હતા, આને ષડ્દર્શન કહે છે. પહેલો કપિલ ઋષિનો સાંખ્યમત, બીજો પતંજલિનો યોગમત, ત્રીજો ગૌતમનો ન્યાયવાદ, ચોથો કણાદનો વૈશેષિક વાદ, પાંચમો જૈમિનિનો મિમાંસાવાદ અને છઠ્ઠો વ્યાસનો વેદાન્તવાદ. આ ષડ્દર્શનોની અંદર આત્મા. બુદ્ધિ, જડ, ચૈતન્ય, તર્કશાસ્ત્ર, વેદિક ક્રિયાઓ ઇંદ્રિઓ તથા તેના સ્વભાવ, યોગ તથા પાંચ મહાતત્ત્વ વિગેરે ઉપર વિસ્તારથી ચર્ચા કરેલી છે. આ ષડ્દર્શનોમાં રહેલું જ્ઞાન તથા તેની ચર્ચા એટલા બધા ઉંચા પ્રકારનાં છે કે પાશ્ચાત્ય વિદ્વાનો પણ તેની પ્રશંસા કરે છે.

ઉપનિષદો પણ આ સમયમાં રચાયાં હોય તેમ કહેવાય છે. આની અંદર બ્રહ્મ અને જગત્‌ની એકયતા સાબિત કરી છે; બ્રહ્મમાંથી બધું ઉત્પન્ન થાય છે અને તેમાંજ અંતે મળી જાય છે.*

આ ઉપરાંત યજ્ઞક્રિયાઓ, ગૃહક્રિયાઓ તથા ધર્મક્રિયા-ઓને માટે સૂત્રો રચવામાં આવ્યાં હતા. આ સૂત્રો તે ટુંકા અર્થસૂચક નિયમો હતા. સૂત્રોના ત્રણ ભાગ છે; પહેલો ભાગ શ્રૌતસૂત્રો—આ સૂત્રો યજ્ઞક્રિયાઓના માટે નિયમો છે; બીજો

---

* બધા ઉપનિષદોનો ગુરૂમંત્ર **तत् त्वमसि** ‘ તે તું છે. ’

ભાગ ગૃહ્ય×સૂત્રો—આની અંદર ગૃહસ્થે પોતાના શ્રેય અર્થે કરવાની ક્રિયાઓ તથા પાળવાના ઉત્સવોના નિયમો છે; ત્રીજો ભાગ ધર્મસૂત્રોનો હતો જેની અંદર મિલ્કત વહેંચવાના તથા શાસનના ( દંડના ) નિયમો છે. દરેક આર્યપુત્ર આ સૂત્રો જાણતો અને દેવના ઉપાસક તરીકે, ગૃહસ્થ તરીકે તથા શહેરી તરીકે પોતાની ફરજ અદા કરતો હતો. આ બધાં સૂત્રોને સ્મૃતિ† તરીકે પણ ઓળખવામાં આવે છે.

સ્મૃતિ અથવા ઉપર કહેલાં સૂત્રો તે વેદવિદ્યાનું અંગ ( શાખા ) ગણાતું. આ ઉપરાંત બીજા પાંચ વેદાંગો હતાં; પહેલું વેદાંગ—શિક્ષા અથવા મંત્રોચ્ચારનું શાસ્ત્ર, બીજું અંગ છંદ અથવા પિંગળ, ત્રીજું વ્યાકરણ, ચોથું નિરૂક્ત*, પાંચમું જ્યોતિષ. વૈદિકક્રિયાઓના યોગ્ય અનુષ્ઠાન માટે આ બધી વિદ્યાના અભ્યાસની જરૂર હતી અને તેથી તેને વેદાંગ કહે છે. આ સમયમાં જગત્ વિખ્યાત પાણિનિએ વ્યાકરણનું પૂર્ણ સંશોધન કરેલું છે; તેમજ જ્યોતિષ શાસ્ત્રમાં, ભૂમિતિમાં અને ગણિતશાસ્ત્રમાં પણ અત્યાર સુધીમાં સારો વિકાસ થયેલ હતો.

---

† મનુસ્મૃતિ અત્યારે પણ Hindu Law ના પાયારૂપે છે.

* આમાં વેદના કેટલાક અપિરચિત શબ્દોનું નિરૂપણ કરેલું છે.

# પ્રકરણ ચોથું.

## ગૌતમ બુદ્ધ અને મહાવીર.

( આશરે સમય ઇ. સ. પૂ. ૫૫૭—૪૭૭ )

**ગૌતમ બુદ્ધ***:—આ મહાપુરૂષ નેપાલની સીમા ઉપર આવેલા કપિલવસ્તુ નામના નગરમાં ઈ. સ. પૂ. ૫૫૭ માં જનમ્યો હતો. બુદ્ધ શાકય કુલમાં જન્મવાથી તેમને શાકય મુનિ પણ કહે છે. તેમના પિતા સુદ્દોધન કપિલવસ્તુના રાજા હતા. પોતાના પિતાને તેઓ એકના એક પુત્ર હતા અને તેમનું લગ્ન પાસેના એક મિત્ર રાજાની પુત્રી ગોપા સાથે થયું હતું. ઓગણત્રીસમે વર્ષે બુદ્ધને રાહુલ નામે એક પુત્ર થયો હતો. જો કે બુદ્ધ એક રાજાના પુત્ર હતા અને તેમને ઘણોજ વૈભવ હતો છતાં અત્યાર સુધીમાં તેમને કેટલાક એવા અનુભવ થયા હતા કે જે ઉપરથી તે એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે આ શરીર જરા, વ્યાધિ અને મૃત્યુને આધિન હોઈ જીવન દુઃખમય છે. પોતાના પિતાના રાજદરબારમાં પણ ઉદાસીન અને વિરક્ત રહેતા. આ દુઃખમય જીવનમાંથી તથા પુનર્જન્મની પરંપરામાંથી મુકત થવાને તેઓની તીવ્ર ઇચ્છા હતી. પુત્ર રાહુલના જન્મ પછી તેઓએ એકાએક પોતાનું ઘરબાર તથા રાજ્યપાટ તજી દીધાં, અને સત્યની શોધમાં સંન્યાસી તરીકે અહિં તહિં કેટલોક વખત ફર્યા. ત્યાર પછી તેઓ મગધના પાટનગર રાજગૃહમાં આવ્યા

---

* ગૌતમ બુદ્ધને હિંદુ લોકો વિષ્ણુનો નવમો અવતાર માને છે. બુદ્ધ એટલે મહાજ્ઞાની માણસ કે જેને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે, જેનો પુનર્જન્મ થવાનો નથી અને જે નિર્વાણ ( મોક્ષ ) નું રહસ્ય બીજાને સમજાવે છે. બૌદ્ધ લોકો ચોવીશ બુધ્ધોને માને છે.

અને ત્યાં હિંદુતત્ત્વ દર્શનોનો અભ્યાસ કર્યો. ત્યાર પછી કેટલોક સમય યોગી તરીકે મહા કઠણ તપ કરી જીવન વ્યતીત કર્યું. પરંતુ આ તત્ત્વજ્ઞાન અથવા તપથી પોતાની અંતરની ઈચ્છા તૃપ્ત ન થઈ અને કયાંઈ સાંત્વન ન મળ્યું.

આ પ્રમાણે જ્યારે કયાંઈ આત્માને શાંતિ ન મળી ત્યારે તેઓએ ગયા તરફ પ્રયાણ કર્યું અને ત્યાં એક વૃક્ષ* તળે લાંબો વખત સમાધિમાં બેઠા; કેટલોક વખત આ પ્રમાણે સમાધિસ્થ રહ્યા પછી તેમને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું, તે એ હતું કે પુરૂષનો મોક્ષ અથવા નિર્વાણ યજ્ઞયાગની ક્રિયાઓમાં અથવા તપમાં નથી પરંતુ સત્ય, દયા, અને પ્રેમવાળા નીતિમય અને પવિત્ર જીવનમાં છે.

ત્યાર પછી ગૌતમ કાશીએ આવ્યા અને પોતાને પ્રાપ્ત થયેલાં સત્યનો ઉપદેશ કરવાનો આરંભ કર્યો. પાંચ માસની અંદર તેમના સાઠ અનુયાયિઓ થયા; તેઓને બધાને તેમણે, નાત–જાતનો ભેદ રાખ્યા વિના, આ બુદ્ધધર્મનો પ્રચાર કરવાની આજ્ઞા કરી. આ પછી મગધના બળવાન રાજા બિંબીસારને ધર્મોપદેશ કર્યો અને તેણે બૌદ્ધધર્મનો અંગીકાર કર્યો. બુદ્ધદેવ વર્ષનો ઘણોખરો ભાગ ધર્મોપદેશ કરવામાંજ ગાળતા. એક વખત તેઓ કપિલવસ્તુ પણ ગયા અને પોતાના આખા કુટુંબને તથા શાકયની બધી જાતિને બૌદ્ધધર્મમાં દાખલ કર્યાં. આ પ્રમાણે બૌદ્ધધર્મનો વેગથી પ્રચાર થવા માંડયો. જ્યારે તેઓ ઇ. સ. પૂ. ૪૭૭ માં નિર્વાણ પામ્યાં ત્યારે બૌદ્ધધર્મનો પાયો મજબૂત નંખાયો હતો.

---

* આ વૃક્ષને બોધિવૃક્ષ કહે છે અને હજુ પણ બૌદ્ધ લોકો તે જગાને પૂજે છે.

**બૌદ્ધધર્મના સિદ્ધાંતો:**—બૌદ્ધધર્મના સિદ્ધાંતોનું સૂક્ષ્મરીતે અવલોકન કરતાં જણાય છે કે તેઓ ઘણાખરા હિંદુધર્મના સિદ્ધાંતોને મળતા છે. પ્રાચીન આર્યતત્ત્વજ્ઞાનને નવું સ્વરૂપ આપી નાત–જાત તથા દેશના ભેદ સિવાય ગૌતમે પોતાના ધર્મનો પ્રચાર કરવાની તેના અનુયાયિઓને આજ્ઞા આપી. બૌદ્ધધર્મના ચાર સત્યો–પહેલું તો આ જીવન દુ:ખમય છે; બીજું વાસનાથી પુનર્જન્મ થાય છે; ત્રીજું વાસનાનો ક્ષય કરવાથી જન્મમરણના દુ:ખરૂપી ચક્રમાંથી મુક્ત થવાય છે; ચોથું–પવિત્ર ઈચ્છાઓ, પવિત્ર વચન અને પવિત્ર આચારથી તેમજ નિષ્પાપી જીવન અને ધ્યાનથી છેવટે નિર્વાણની પ્રાપ્તિ થાય છે.

બુદ્ધની માન્યતા પ્રમાણે મનુષ્યો, અન્ય પ્રાણિઓ તથા દેવો પણ આ પુનર્જન્મની ઘટમાળમાંથી મુક્ત થવા પ્રયત્ન કરે છે. દરેક જન્મમાં ગત જન્મના કર્મ પ્રમાણે ફળ મળે છે અને જ્યારે જીવનના બંધનો તૂટે છે ત્યારે મનુષ્ય પૂર્ણશુદ્ધિ પ્રાપ્ત કરે છે; આ સ્થીતિને બૌદ્ધ લોકો નિર્વાણપદ કહે છે.

આત્મજ્ઞાનના, પુનર્જન્મના તથા મુક્તિના સિદ્ધાંતો હિંદુધર્મના ઉપનિષદોના તત્ત્વજ્ઞાનને મળતા છે માત્ર ફેર એટલોજ કે બુદ્ધે પોતાને સમજાયેલા સત્યનો અનુભવ કરવા બધાંને છૂટ આપી–પછી ભલે તે હોય પુરૂષ કે સ્ત્રી, આર્ય અથવા આર્યેતર.

**બૌદ્ધ ધમપદ અને નૈતિક પ્રવચનો:**—બૌદ્ધધર્મના સિદ્ધાંતો કરતાં નૈતિક પ્રવચનોએ અનેક મનુષ્યો ઉપર અસર કરી છે, તેમાંના કેટલાક નીચે પ્રમાણે છે:—

(૧) દ્વેષનો જય દ્વેષથી થતો નથી પરંતુ પ્રેમથી થાય છે.

(૨) જે મનુષ્ય પોતાના ઉમદા વિચારો અને શબ્દો પ્રમાણે વર્તતો નથી તે સુગંધ વગરના સુંદર રંગીન પુષ્પ જેવો છે.

(૩) દરેક પ્રાણીને દંડ અને મૃત્યુનો ઘણો ભય હોય છે માટે હિંસા ન કરો.

(૪) બધા મહાન પેગંબરોનો એ સદેશ છે કે પાપ ન કરો, પરોપકારશીલ બનો અને મન પવિત્ર રાખો.

(૫) કોઈને ધિક્કાર્યા વિના સુખમય જીવન પસાર કરો.

(૬) ક્રોધને પ્રેમથી, અસત્યને સત્યથી, લોભને ઔદાર્યથી અને અનિષ્ટને ઇષ્ટથી જીતો.

(૭) બીજાના દોષો સહેલાઈથી જોઈ શકાય છે પણ પોતાના જોવા ઘણું કઠણ છે. દરેક મનુષ્યે પોતાના દોષ જોવા બને તેટલો પ્રયત્ન કરવો.

(૮) ડહાપણથી માણસ આધેડ કહેવાય છે નહિ કે માત્ર માથાના વાળ સફેદ થવાથી.

(૯) જે પુરૂષમાં સત્ય, પ્રેમ, સંયમ અને નિયમ છે તેજ પવિત્ર અને ડાહ્યો પુરૂષ છે તેજ ખરો વૃદ્ધ કહેવાય.

(૧૦) જન્મથી અથવા ઉંચા કુળથી અથવા જટા રાખ્યાથી બ્રાહ્મણ થવાતું નથી. સત્યવાન અને સુશીલ પુરૂષ ખરો બ્રાહ્મણ છે.

**બૌદ્ધ ધર્મના આરંભમાં હિંદની પરિસ્થિતિ:**—જ્યારે ગૌતમને બૌદ્ધ ધર્મનું જ્ઞાન થયું ત્યારે હિંદની સ્થિતિ શું હતી તે તપાસીએ. આ વખતે આર્ય સંસ્કૃતિનો ઉપાસક આખો હિંદ બન્યો હતો. આર્યોએ વેદ ભણવાનો તથા વૈદિક ક્રિયાઓ કરવાનો અધિકાર પોતાના માટેજ રાખ્યો હતો.

મનુસ્મૃતિ વિગેરે કાયદાઓ તથા ધાર્મિક વિદ્યા આર્યો માટે હતાં નહિ કે આર્યેતર માટે; આ પ્રમાણે પરિસ્થિતિ અદ્યાપિ હતી; પરંતુ હવે તે લાંબો વખત ચાલે તેમ ન હતું કારણ કે આર્યેતરો મ્હોટી સંખ્યામાં હિંદુધર્મમાં હવે દાખલ થયા હતા અને રાજ્યસત્તામાં પ્રબળ હતા. દેશનું ઐકય પ્રાપ્ત કરવા આ કૃત્રિમ બંધનો તેઓને અડચણરૂપ લાગતાં તેથી તેઓને સમાનતાના ઉપદેશક ગૌતમના ધર્મ સિદ્ધાંતો ઘણાજ પ્રીય અને આવકારદાયક લાગ્યાં.

**બૌદ્ધધર્મનો પ્રચાર:**—ઉપલા કારણને લેઈ બૌદ્ધધર્મનો પ્રચાર હિંદમાં ઘણોજ ઝપાટાબંધ થયો. અશોકના સામ્રાજ્યમાં રાજ્યધર્મ તરીકે મનાયો. ધર્મોપદેશકો સિંહલદ્વીપ, બ્રહ્મદેશ, સિઆમ, નેપાલ, તિબેટ, મંગોલીઆ, ચિન અને જાપાન સુધી પણ પહોંચ્યા. બૌદ્ધધર્મના સાધુઓને તથા ગૃહસ્થોને માર્ગ દર્શાવવા પાલી ભાષામાં અનેક પુસ્તકો* પણ રચવામાં આવ્યાં.

આ બૌદ્ધધર્મ લાંબો વખત હિંદમાં રહી નહિ શકયો. શંકરાચાર્યના તથા કુમારિલ ભટ્ટના પ્રયત્નથી બ્રાહ્મણધર્મનો પુનરોદ્ધાર થયો, તેમજ બૌદ્ધધર્મની અંદર પણ સંઘમાં અનેક જાતનો સડો પેઠો હતો. આ કારણથી બૌદ્ધધર્મને માતૃભૂમિમાંથી દેશવટો મળ્યો. હાલમાં તે ધર્મ ચિન, જાપાન અને બ્રહ્મદેશમાં મુખ્યત્વે છે અને તેની સંખ્યા લગભગ ૫૦ કરોડની છે.

**મહાવીર સ્વામી અને જૈનધર્મ:**—આ પ્રમાણે જ્યારે ગૌતમબુદ્ધ પોતાના ધર્મનો ઉપદેશ કરતા હતા એજ વખતમાં

* મુખ્ય પુસ્તકો 'ત્રિપિતક' અને 'ત્રિરત્ન.'

મહાવીર સ્વામી પણ પોતાના ધર્મનો પ્રચાર કરતા હતા. આ ધર્મવીર પુરૂષનું મુળ નામ વર્ધમાન હતું. તેઓ પટણા પાસે આવેલા વૈસાલીના એક વીરક્ષત્રિયના* પુત્ર હતા. યુવાવસ્થામાં તેઓ પાર્શ્વનાથ સ્વામીના પંથમાં ભળ્યા હતા. આ પંથના સિદ્ધાંતોથી તેમના આત્માને શાંતિ નહિ મળવાથી ચાલીશ વર્ષની વયે તે પંથનો ત્યાગ કર્યો અને પોતાનો પંથ કાઢયો. ત્યાર પછીનાં ત્રીશ વર્ષ મગધ અને વિદેહ વિગેરે દેશોમાં ધર્મોપદેશ કરવામાં ગાળ્યાં અને પટણા પ્રાંતમાં આવેલા પાવાગામમાં તેમનું અવસાન થયું. તેમના અવસાનનો સમય કેટલાક ઇ. સ. પૂ. ૫૨૭ મૂકે છે અને કેટલાક ઈ. સ. પૂ. ૪૭૭ થી ૪૬૭ સુધી પણ મૂકે છે, તેથી ચોકસ વર્ષ આપવું મુશ્કેલ છે. તેમની માતુશ્રીના સંબંધને લીધે તેમને ધર્મોપદેશ કરવામાં વિદેહ, મગધ અને અંગ દેશોના રાજ્યકર્ત્તાઓ તરફથી સારો આશ્રય મળ્યો હતો.

**જૈનધર્મના સિદ્ધાંતો:**—જૈનધર્મના સિદ્ધાંતો કેટલીક બાબતમાં બૌદ્ધધર્મને મળતા છે, અને કેટલીક બાબતોમાં વિરૂદ્ધ છે. દરેક જીવને આત્મા છે એમ જૈનો માને છે અને તેથી કોઈ પણ જીવની હિંસા કરવી તેને મ્હોટું પાપ માને છે. કર્મ પ્રમાણે ફળ મળે છે. પ્રકૃતિ અને પુરૂષને અનાદિ માને છે. તેઓ યોગ અને તપમાં† માને છે. તેઓ ચોવીશ જીનોને‡ અથવા તીર્થંકરોને પૂજે છે. મહાવીર સ્વામી છેલ્લા

---

* મહાવીર બ્રાહ્મણ પુત્ર હતા એમ પણ કેટલાક માને છે. જુઓ પાનું ૫૮ The History of Aryan Rule in India by E. B. Havell.

† એમ કહેવાય છે કે મહાવીર સ્વામી બાર વર્ષ તપ કરી નિર્વાણ પામ્યા હતા.

‡ જીન એટલે જીતેંદ્રિય.

તીર્થંકર હતા. જૈનોમાં બે વર્ગ છે, શ્વેતાંબર અને દિગંબર; તેમના ધર્મપુસ્તકોને આગમો કહે છે અને તેમનાં અંગ અને ઉપાંગ એવા ભાગો છે. આ બધાં ઘણા ખરા પુસ્તકોના અંગ્રેજીમાં પણ અનુવાદ થયેલા છે.

**જૈનધર્મનો પ્રચાર***:—મહાવીર સ્વામી જ્યારે નિર્વાણ પામ્યા ત્યારે તેમના પાંચ લાખ અનુયાયિઓ હતા. એમ કહેવાય છે કે મગધના નંદ રાજાએ તથા ચંદ્રગુપ્ત અને ચાણક્યે પણ તેમને સારો આશ્રય આપ્યો હતો. હજુ પણ જૈનધર્મના સાધુઓ પગે મુસાફરી કરી ધર્મોપદેશ‡ કરે છે. ઈસ્વીસન પહેલાં હિંદુસ્થાનના ઘણા ભાગમાં જૈનધર્મ ફેલાયેલો હશે તથા તેઓ એક સમૃદ્ધ અને અગત્યની કોમ હશે તેમ માનવાને સબળ કારણો છે. હાલમાં તેઓની સંખ્યા (લગભગ પંદર લાખ) રાજપૂતાના, ગુજરાત અને મૈસુરમાં છે. પશ્ચિમ હિંદનો ઘણો ખરો વેપાર આ સાહસિક કોમના હાથમાં છે.

---

* જૈનધર્મનો ગુજરાતમાં સારી રીતે પ્રચાર હેમાચાર્ય અને કુમારપાળના સમયમાં થયો હતો.

‡ જૈનો હજુ પણ મ્હોટા સંઘમાં મળી તેમના પવિત્ર ધામોની પગે ચાલી યાત્રા કરે છે. તેઓનાં પવિત્ર જોવા લાયક સ્થાનો શેત્રુંજય અને આબુના પહાડો ઉપર છે.

# પ્રકરણ પાંચમું.

## મૌર્યવંશ.

( ઇ. સ. પૂ. ૩૨૦ થી ઇ. સ. પૂ. ૧૮૫. )

ત્રીજા પ્રકરણમાં આપણે શીખી ગયા કે ઈ. સ. પૂ. ચોથા અથવા પાંચમા સૈકામાં મગધનું રાજ્ય બહુ બળવાન હતું. સૈસુનાગ વંશના છેલ્લા રાજા મહાનંદિને શુદ્ર સ્ત્રીથી ઉત્પન્ન થયેલા તેના પુત્ર મહાપદ્મનંદે રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મૂકયો અને પોતે રાજા થયો. મહાપદ્મ પછી તેના આઠ પુત્રોએ રાજ્ય કર્યું. સિકંદર બાદશાહ જ્યારે હિંદમાં આવ્યો ત્યારે મહાપદ્મ મગધની ગાદી ઉપર હતો. આ નંદરાજા પાસે ૨૦૦,૦૦૦ પાયદળ, ૨૦,૦૦૦ ઘોડેસ્વાર, ૨૦૦૦ રથ અને ૪૦૦૦ હાથીઓ હતા. એમ કહેવાય છે કે આ નંદરાજા ઘણોજ લોભી હોઈ પ્રજામાં અપ્રીય હતો.

**ચંદ્રગુપ્ત મૌર્યઃ**—ચંદ્રગુપ્ત મહાપદ્મનો સગો હતો. જ્યારે મહાન સિકંદર પંજાબમાં હતો ત્યારે તે તેને મળ્યો હતો, અને મગધનો નંદરાજા પ્રજામાં અપ્રીય હોવાથી તેના ઉપર ચઢાઈ કરવા પણ તેને ઉશ્કેર્યો હતો. ત્યાર પછી સિકંદરના મરણ પછી જ્યારે તેના ગ્રીક સરદારોની અંદર ફાટફુટ થઈ ત્યારે કેટલાક સાહસિક યોદ્ધાઓને ભેળા કરી ગ્રીક દુર્ગરક્ષક સેનાને પંજાબમાંથી હાંકી કાઢી અને પરરાજ્યથી હિંદને સ્વતંત્ર કર્યો. આ પછી ચંદ્રગુપ્તે તેના બ્રાહ્મણમંત્રી ચાણુકય અથવા કૌટિલ્યની મદદથી મગધના રાજ્ય ઉપર ચઢાઈ કરી તેને જીત્યું; નંદવંશનો નાશ કરી પાટલીપુત્રમાં રાજ્યધાની કરી, ત્યારથી મૌર્યવંશની શરૂઆત થઈ, ઈ. સ. પૂ. ૩૨૦.

આ ચંદ્રગુપ્તને ચાણક્ય નામે એક ઘણોજ બાહોશ અને રાજ્યનીતિનિપુણ મંત્રી હતો. તેની મદદથી હવે આખા હિંદને પોતાના એક છત્ર તળે લાવવાની તેની ઈચ્છા થઈ. જ્યારે ચંદ્રગુપ્તે ગ્રીક લોકોને પંજાબમાંથી હરાવી કાઢી મૂકયા ત્યારે તેને લોકોએ સ્વતંત્રતા રક્ષક લેખ્યો; પરંતુ મગધનું રાજ્ય જીત્યા પછી તેના વિચારે પલટો લીધો. નંદવંશ તરફથી વારસામાં તેને એક મ્હોટું લશ્કર મળ્યું હતું. ત્રીશ* હજાર ઘોડેસ્વાર, નવ હજાર હાથી, છ લાખ પાયદળ તે સિવાય કેટલા રથો. આ મહાન સેનાની મદદથી તેણે લગભગ બધો ઉત્તર હિંદુસ્થાન નર્મદા નદી સુધી તાબે કર્યો. અત્યાર સુધી ઉત્તર હિંદમાં અનેક છૂટાં છવાયાં સ્વતંત્ર રાજ્યો હતાં, તે બધાંને એક સામ્રાજ્યમાં દાખલ કરનાર પહેલો ઐતિહાસિક પુરૂષ ચંદ્રગુપ્ત ગણાય છે.

આ પ્રમાણે જ્યારે ચંદ્રગુપ્ત ભારતવર્ષમાં પોતાની સત્તા દૃઢ કરતો હતો, ત્યારે પશ્ચિમ અને મધ્ય એશિઆમાં તેનો હરિફ સેલ્યુકસ સિકંદરના એશિઆમાં ગયેલા બધા પ્રદેશો પાછા મેળવવા તૈયારીઓ કરતો હતો. સિકંદરના મરણ પછી તેના સરદારોમાં રાજ્ય માટે ઝઘડો થયો હતો. તેમાં બે સરદારો ફતેહ નિવડયા હતા; એકનું નામ એંટીગોનોસ હતું અને બીજાનું નામ હતું સેલ્યુકસ. પહેલાં છ વર્ષ તો એંટીગોનોસ ફાવ્યો અને સેલ્યુકસને રાજ્યની હદમાંથી હાંકી કાઢયો; પરંતુ ઈ. સ. પૂ. ૩૧૨ માં સેલ્યુકસે બાબીલન સર કર્યું અને છ વર્ષમાં સમ્રાટ્‌ની પદવી ધારણ કરી. તે પશ્ચિમ અને મધ્ય

* જુઓ. Early History of India by V. A. Smith. p. 118.

એશિઆનો રાજા હતો અને તેના રાજ્યની હદ પૂર્વમાં છેક સિંધુ નદી સુધી હતી. ઇ. સ. પૂ. ૩૦૫ માં સેલ્યુકસે સિંધુ નદી ઓળંગી સિકંદરનું અનુકરણ કરવું શરૂ કર્યું. ક્યાં સુધી સેલ્યુકસ આગળ વધ્યો તથા કેટલો પ્રદેશ જીત્યો તે ચોકસ કહેવું શકય નથી; પરંતુ ચંદ્રગુપ્તની બળવાન સેના આગળ તેનું લશ્કર લાંબો વખત ટકી શકયું નહિ અને છેવટે તેને ચંદ્રગુપ્તની સાથે ઘણીજ શરમ ભરેલી સલાહ કરવાની ફરજ પડી, પહેલાં તો ભવિષ્યમાં હિંદની જીત કરવાનો બધો વિચાર તેણે માંડી વાળવાનો હતો, બીજું સિંધુ નદીનો પશ્ચિમનો પણ કેટલોક મુલક ચંદ્રગુપ્તને આપવાની તેને ફરજ પડી; પાંચસો હાથીના બદલામાં સેલ્યુકસને કાબુલ, હિરાત અને કંદહારની સુબાગીરી ચંદ્રગુપ્તને આપવી પડી; વળી વધારામાં સેલ્યુકસે પોતાની પુત્રી પણ ચંદ્રગુપ્તને પરણાવી ઈ. સ. પૂ. ૩૦૫. આ પ્રમાણે ચંદ્રગુપ્તના રાજ્યની હદ છેક હિંદુકુશ પર્વત સુધી અફઘાનિસ્તાનમાં ગઈ કે જે 'શાસ્ત્રીય* સરહદ' હિંદની અંગ્રેજ સરકાર પણ હજુ સુધી નથી મેળવી શકી.

**ચંદ્રગુપ્તના રાજ્ય દરબારમાં રાખેલો સેલ્યુકસનો ગ્રીક એલચી મેગાસ્થિનીસ અને તેણે તે સમયની વર્ણવેલી હિંદની સ્થિતિ:**—સેલ્યુકસ સીરીઆ ગયા પછી તેણે પોતાનો મેગાસ્થિનીસ નામનો એક એલચી ચંદ્રગુપ્તની પાટનગરી પાટલીપુત્રમાં મૈત્રી દાખલ મોકલ્યો; ચંદ્રગુપ્તના રાજ્ય દરબારમાં મેગાસ્થિનીસ લાંબો વખત રહ્યો અને પોતાને મળેલા અવકાશનો ઉપયોગ હિંદુસ્થાનની ભૂગોળ, જુદી જુદી વસ્તુઓની ઉત્પત્તિ તથા જુદી જુદી સંસ્થાઓ વિષે લખવામાં

* 'Scientific frontier.'

આવ્યો; મેગાસ્થિનીસનું 'ઇંડિકા,' હિંદુસ્થાનનું વર્ણન કરતું પુસ્તક, હજુ પણ યુરોપીય વિદ્વાનોમાં મુખ્ય પ્રમાણ તરીકે મનાય છે. જો કે મુળ પુસ્તક નાશ પામ્યું છે છતાં તે પુસ્તકમાંથી અન્ય લેખકોએ લીધેલા ફકરાઓ જાળવી રાખવામાં આવ્યા છે અને તે ઉપરથી આપણને ઉપરોક્ત પુસ્તકનો સાર મળે છે. ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા વિષેનું આપણું ઘણુંખરૂં જ્ઞાન મેગાસ્થિનીસ તરફથી મળેલું છે.

**પાટનગરી પાટલી પુત્રનું વર્ણન:**—આ નગરી ઘણીજ મ્હોટી તથા સમૃદ્ધિવાળી હતી; તેની લંબાઈ નવ માઈલ તથા પ્હોળાઈ બે માઈલ હતા. આ નગરની આસપાસ એક લાકડાનો મોટો કોટ હતો; એ કોટને ચોસઠ દરવાજા હતા અને લગભગ પાંચસો જેટલા મિનારા હતા. વળી કોટને ફરતી એક ઉંડી પાણીની ભરેલ ખાડી હતી; આ ખાડીની અંદર સોન નદીનું પાણી લેવામાં આવતું હતું.*

**મૌર્યરાજાનો મહેલ રાજ્ય દરબાર:**—રાજ્યમંદિરનો ઘણોખરો ભાગ સાગના લાકડાનો બનાવવામાં આવ્યો હતો અને તેને ઘણીજ સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. તેની અંદર અનેક સુવર્ણ અને રત્નજડિત સ્થંભો હતા અને તેમને સોનાની વેલીઓ અને રૂપાના પક્ષિઓથી શણગારવામાં

---

* આ પાટલીપુત્ર હાલના પટણા શહેરની તળે દટાયેલું છે. થોડાક વખત ઉપર ખોદ કામ કરતાં મૌર્યરાજાઓના મહેલનો કેટલોક ભાગ બંકીપુર અને પટણાની વચ્ચે રેલ્વેની દક્ષિણ બાજુએ કુમ્રાહાર ગામના એક ખેતર તળે દટાયેલો માલુમ પડ્યો હતો.

See Lt.-Col Waddel's book 'Discovery of the Exact site of Asoka's Capital of Patliputra'.

આવ્યા હતા. આ રાજભુવન એક મ્હોટા ઉપવનની અંદર આવેલ હતું. તેમાં અનેક જલાશયો વિહારને માટે હતાં, વળી વિવિધ જાતનાં તેમાં વૃક્ષો તથા વેલાઓ હતા.

રાજ્યદરબાર પણ ઘણોજ ભપકાથી સુશોભિત કરવામાં આવ્યો હતો, તેમાં હીરા અને રત્નજડિત સુવર્ણના પાત્રો જમવાને તથા પીવાને માટે હતાં, અનેક ખુરશીઓ, ટેબલો તથા સિંહાસન પણ સુવર્ણ અને રત્નજડિત હતાં. રાજ્યદરબારીઓ વિધવિધ રંગના કિસબી ઝભ્ભાઓ મ્હોટા ઉત્સવને દિવસ પહેરતા, અને સ્વારીમાં રાજા જાત જાતના મોતીથી શણગારેલી સોનાની પાલખીમાં બેસતો.

પાટલીપુત્રનો સ્થાનિક વહીવટ (રાજ્યવ્યવસ્થા):— આખા નગરનો વહીવટ છ પંચાયતો ( બોર્ડ ) ને સોંપવામાં આવ્યો હતો. પહેલી પંચાયતને જુદી જુદી જાતના ઉદ્યોગ અને કળાઓ ઉપર દેખરેખ રાખવાની હતી. બીજી પંચાયતને પરદેશીઓનું સ્વાગત કરવાનું હતું. ત્રીજીને સરકારની સગવડ સાચવવા અને કર મૂકવા માટે જન્મ મરણની નોંધ રાખવાની હતી. ચોથીને વેપાર–વાણિજ્ય ઉપર ધ્યાન આપવાનું હતું; આ પંચાયતને માપ અને તોલાં બરાબર છે કે નહિ તે પણ જોવાનું હતું. આ પંચાયતની દેખરેખ તળે દરેક ઋતુનો માલ જાહેર ખબર આપ્યા પછી વેચવાનો હતો. બમણો કર આપ્યા વગર કોઇ પણ માણસને બે વસ્તુઓનો વેપાર કરવા દેવામાં આવતો ન હતો. પાંચમીને પાકા ( બનાવેલા ) માલ ઉપર ધ્યાન રાખવાનું હતું. બધો માલ જાહેર ખબરથી વેચવાનો હતો, જુનો અને નવો માલ જુદો રાખવાનો હતો. મિશ્રણ કરનારનો સખત દંડ થતો. છઠ્ઠી

પંચાયતને વેચાયેલા માલની દશમા ભાગની કિંમત રાજ્ય-ભાગ તરીકે ભેગી કરવાની હતી.*

**ગ્રામ્ય વ્યવસ્થા:**—ગ્રામ્યપંચાયતને નદીઓની દેખરેખ રાખવાની હતી, વળી જમીનની માપણી પણ તેમણે કરવાની હતી. નહેરો ઉપર દેખરેખ રાખવાની તથા ખેતરોને પાણી પુરૂં પાડવાની વ્યવસ્થા કરવાનું તેઓનું કામ હતું. તેઓને શિકારીઓ ઉપર ધ્યાન આપવાનું હતું અને જેઓ કાયદાનો ભંગ કરે તેમને સખત શિક્ષા કરવાની સત્તા હતી. તેઓને સરકારનો કર ભેગો કરવાનો હતો અને લુહાર, સુથાર, ખાણોમાં કામ કરનારાઓ, લાકડા કાપનારાઓ વિગેરે જમીનને લગતા ધંધાદારીઓ ઉપર દેખરેખ રાખવાની હતી. તેઓ રસ્તાઓ બાંધતા અને દશ દશ ગાઉને અંતરે માર્ગ તથા અંતર બતાવવાને થાંભલાઓ ઉભા કરતા.

**પ્રાંતિક વ્યવસ્થા:**—દરેક પ્રાંતની વ્યવસ્થા કરવાને રાજા તરફથી રાજ્યપ્રતિનિધિ (વાઇસરોય) નિમાતા, આ પ્રતિનિધિઓ ઘણું કરીને રાજવંશીઓ હતા. આખા રાજ્યને ચાર સુબાગિરિઓમાં વહેંચવામાં આવ્યું હતું; પહેલી સુબાગિરિ પંજાબ, કાશ્મીર, સિંધ અને ગાંધારની હતી; બીજી બંગ અને કલિંગ દેશની હતી; ત્રીજી સુબાગિરિ પશ્ચિમના પ્રાંતો માલવા, ગુજરાત અને કાઠિયાવાડની હતી, આની પાટનગરી ઉજ્જન હતી, અને ચોથી નર્બદા નદીના દક્ષિણે આવેલા પ્રાંતોની હતી.

**પ્રધાન મંડળ:**—રાજાને આખા રાજ્યની વ્યવસ્થા કરવામાં મદદ કરવાને બારથી સોળ સભાસદોનું મંડળ હતું.

* દરેક મ્હોટા શહેરનો વહિવટ-ઉપર પ્રમાણે ચાલતો હતો.

આ મંડળનો ઉપરી 'પ્રધાન' કહેવાતો. દરેક સભાસદના હાથમાં એક એક ખાતું હતું અને તેને મદદ કરવાને બે મોટા શિરસ્તેદારો ( Under-secretaries ) રાખવામાં આવતા. આ પ્રધાનમંડળ વખતો વખત રાજ્યની અગત્યની બાબતો ઉપર વિચાર ચલાવવાને એકઠું મળતું, આની અંદર રાજા કોઈ વખત હાજર રહેતો અને કોઈ વખતે નહિ રહેતો. આ પ્રધાન-મંડળને પ્રાંતિક સુબાઓ, ખાતાના ઉપરી અમલદારો તથા બીજા રાજ્યના મ્હોટા અધિકારીઓ નીમવાની સત્તા હતી. રાજ્યના બધા અગત્યના કામોની શરૂઆત આ પ્રધાનમંડળ કરતું હતું અને ગેરહાજર રહેલા સભાસદે પોતાનો અભિ-પ્રાય લેખિત આપવાનો હતો; વળી પસાર થયેલા ઠરાવ ઉપર દરેક સભાસદની સહી લેવામાં **આવતી હતી.***

મેગેસ્થિનીસ કહે છે કે 'પ્રધાનમંડળનો દરેક સભાસદ ઘણાજ ઉંચા ચારિત્ર્યવાળો તથા જ્ઞાનવાળો પુરૂષ હતો.' આ ઉપરથી આપણે જોઈ શકીશું કે ચંદ્રગુપ્તની રાજ્યસત્તા આપ-ખુદ ન હતી; પરંતુ અનેક રીતે **નિયંત્રિત હતી.¶**

**સામાન્ય બાબતો માટે રાજ્ય વ્યવસ્થા:**—ખેતીવાડી ઉપર અને ઢોર ઉછેરવાપર ઘણુંજ ધ્યાન આપવામાં આવતું હતું. રાજ્યની અંદર નહેરો ખોદવાને તથા ખેતરોને પાણી

---

* જુઓ. 'Early Aryan Rule in India' by E. B. Havell.

¶ 'Chandragupta's rule was not the undiluted despotism of an absolute monarchy, but a constitutional government, in which the people's right was the only source of the divine right of kings.' E. B. Havell.

પુરૂં પાડવાને ખાસ નહેરખાતું હતું. પાટલીપુત્રની અંદર અને બીજા મ્હોટા શહેરોમાં રાજ્ય તરફથી હુન્નરકળાને ( કારીગર વર્ગને ) પૂરતું ઉત્તેજન અપાતું હતું. વેપાર વધારવાને મ્હોટા રસ્તાઓ બાંધેલા હતા અને વહાણવટું પણ સારી રીતે ખીલવવામાં આવ્યું હતું.†

દારૂ વિગેરે પીણા ઉપર, જુગટાંપર, વેશ્યાનાધંધા, ચોરી, છેતરપિંડી વિગેરેપર પૂરતો અંકુશ રાખવામાં આવ્યો હતો. આખા રાજ્યની અંદર છૂપી પોલીસ રાખવામાં આવી હતી, જેની અંદર સ્ત્રીઓ પણ કામ કરતી હતી.

ન્યાયનું કામ નાના ગામોમાં ગામનો મુખી તથા પંચાયતો કરતા હતા. મ્હોટા મુકર્દમાઓ ત્રણ ન્યાયાંધિશોની બનેલી કોર્ટ સમક્ષ જતા. છેવટની કોર્ટ રાજા અને તેના પ્રધાન મંડળની બનેલી હતી.

**લશ્કરી વ્યવસ્થા:**—આપણે અગાઉ વાંચી ગયા કે ચંદ્રગુપ્તની સેના બહુ મ્હોટી હતી. આ સેનાની વ્યવસ્થા કરવા ત્રીશ માણસનું એક મંડળ રાખવામાં આવ્યું હતું. આ મંડળને પાંચ પાંચની છ પંચાયતોમાં વહેંચી નાંખવામાં આવ્યું હતું; પહેલી પંચાયતને નૌકા સૈન્ય ઉપર દેખરેખ રાખવાની હતી, બીજીને વાહન, ખોરાક, ઢોલ નગારાં, રસ્તા તથા પૂલ બાંધનારા વિગેરેપર દેખરેખ રાખવાની હતી; ત્રીજીને પાયદળ, ચોથીને હયદળ, પાંચમીને હાથી અને છઠ્ઠીને રથોની સંભાળ લેવાની હતી.

**મ્હેસુલી અને ફોજદારી કાયદાઓ:**—બન્ને કાયદાઓ ઘણાજ સખત હતા અને ગુન્હાને માટે સખત શિક્ષા થતી.

† ચાણક્ય તેના ‘અર્થશાસ્ત્ર’ માં ચીન જતા વહાણો વિષે ઈશારો કરે છે.

હતી. ખોટી સાક્ષી પુરે અથવા ચોરી કરે તેના નાક-કાન કાપવામાં આવતાં. દાણચોરી કરે તેને દેહાંત દંડની શિક્ષા થતી; આવી રીતની શિક્ષા લગભગ અઢાર જાતના ગુન્હાઓમાં થતી હતી. તે સિવાય બીજા ગુન્હાઓમાં સખત કેદની તથા દંડની પણ શિક્ષા હતી.

મેગેસ્થિનિસ કહે છે કે ચંદ્રગુપ્તની ચાર લાખ માણસોની છાવણીમાં જ્યારે તે રહેતો હતો ત્યારે કુલ્લે આઠ પાઉંડથી વધારે ચોરી થઈ હોય તેમ તેણે સાંભળ્યું ન હતું !! અને આટલી પણ ચોરી થઈ તો સખત શિક્ષા થતી.

**રાજાનું દૈનિક જીવન:**—દોઢ દોઢ કલાકના દિવસના સોળ ભાગ પાડવામાં આવ્યા હતા. પહેલા ભાગમાં રાજા નાણા પ્રકરણી અને રાજ્યરક્ષણના વિષયોપર ધ્યાન આપતો; બીજા ભાગમાં રૈયત તરફની ફરિયાદો તથા દાવાઓ સાંભળતો; ત્રીજામાં સ્નાન, ઈશ્વર સ્તવન તથા ભોજન કરતો; ચોથામાં રાજ્ય દરબારીઓને અથવા પરદેશીઓને મુલાકાત આપતો; પાંચમામાં પ્રધાનમંડળનું કામકાજ તપાસતો અને જાસુસો તરફથી રાજ્યનો વૃતાન્ત જાણતો; છઠ્ઠા ભાગમાં આરામ અને પ્રાર્થના; સાતમા અને આઠમા ભાગમાં સેનાને લગતી બાબતો તપાસતો.

રાત્રિના પહેલા ભાગમાં છૂપી પોલિસ તરફથી રાજ્યની બીના જાણતો; બીજા ભાગમાં સ્નાન, અધ્યયન અને ભોજન; ત્રીજા, ચોથા અને પાંચમા ભાગોમાં શયન કરતો; છઠ્ઠા ભાગમાં ઉઠતો અને દિવસે શુ શું કામ કરવું તે નક્કી કરતો હતો; સાતમા ભાગમાં રાજ્યનીતિના વિષયોનું અધ્યયન કરતો અને પોતાના છૂપા રાખેલા જાસુસોને નવા હુકમો

આપતો. આઠમા ભાગમાં દર્શનગૃહમાં* જતો જ્યાં ગુરૂ અને બ્રાહ્મણોનો આશિરૂવાદ લેતો અને પ્રધાનો તથા રાજ્યવંશીઓને મળતો. આ પછી ધાર્મિક ક્રિયાઓ થતી અને તેના કુલગુરૂ તથા રાજવૈદ્યની આજ્ઞા લીધા પછી હમેશનું કામ શરૂં થતું.

એમ કહેવાય છે કે ચંદ્રગુપ્તના પૌત્ર અશોકના વખતમાં નાલંદના મોટા વિશ્વવિદ્યાલયમાં એક જલઘટીકા હતી જેના ઉપરથી આખા મગધમાં સમય મપાતો.

**હિંદના લોકો વિષે મેગેસ્થિનિસે કરેલું વર્ણન:**—'તેઓ રીતભાતમાં સાદા અને કરકસરીઆ છે અને સુખી જીવન ગાળે છે. તેઓ યજ્ઞ સિવાય મધુપાન કરતા નથી અને આ પીણું જવને બદલે ચોખાના આસવમાંથી બનાવે છે; તેઓનો ખોરાક મુખ્યત્વે ચોખાનો છે. તેઓના કાયદાઓ અને એક બીજા સાથેના વ્યવહાર એટલા સરળ છે કે તેઓને કોર્ટે ભાગ્યેજ ચઢવું પડે છે. વસ્તુઓ તથા પૈસા કોઇને ત્યાં અનામત મૂકવા સાક્ષીઓ રાખતા નથી તથા લેખીત દસ્તાવેજ પણ કરતા નથી. માત્ર એક બીજાના મ્હોઢાના વચન ઉપર વિશ્વાસ રાખી નાણું અનામત મૂકે છે........તેઓને સત્ય અને સદાચારને માટે ઘણુંજ માન છે.

**હિંદુ રાજ્ય તળે હિંદના લોકોની સામાન્ય આબાદીનું મેગાસ્થિનિસે આપેલું સોનેરી વર્ણન:**—' ખેતીવાડીની જમીનનો ઘણોખરો ભાગ નહેરનાં પાણી લે છે અને વર્ષમાં બે પાક ઉતારે છે. ખોરાકને માટે ઉપયોગનાં અનેક જાતનાં ધાન્યો તથા ફળફળાદિક પુષ્કળ જથામાં ઉત્પન્ન થાય છે.

* Audience hall.

આ ઉપરથી એમ ખાત્રીપૂર્વક કહી શકાય છે કે હિંદમાં દુકાળ પડેલ નથી અને કોઈ દિવસ ખોરાકના જથ્થાની સામાન્ય તંગી આખા હિંદમાં પડેલ નથી.* '

**હિંદુસ્થાનની ઉંચી જાતની સંસ્કૃતિ:**—મેગેસ્થિનિસે વર્ણવેલી ઉપલી રાજ્યવ્યવસ્થા ઉપરથી સાબીત થાય છે કે મહાન સિકંદરે હિંદપર ચઢાઈ કરી તે વખતે હિંદની સંસ્કૃતિ ઘણાજ ઉંચા પ્રકારની હતી. આ સંસ્કૃતિને વિકાસ પામવાને ઘણા સૈકાઓ લાગ્યા હોવા જોઈએ. ચંદ્રગુપ્ત વિષેના ઈતિહાસનો આપણો મુખ્ય આધાર મેગેસ્થિનિસે લખેલું હિંદ વિષેનું પુસ્તક છે. દુર્દૈવવશાત્ ચંદ્રગુપ્તના સમયના એવા કોઈ સ્મરણસ્થંભો કે શિલાલેખો મોજુદ નથી કે જેથી આપણે આ વર્ણન વધારે ચોકસ કરી શકીએ.

ઉપસંહાર:—ચંદ્રગુપ્તે આવું આબાદ રાજ્ય ચોવીશ વર્ષ ભોગવ્યું, તે પછી કેટલાક ઈતિહાસકારો કહે છે કે તે પથારીમાંજ મરણ પામ્યો. વળી કેટલાક કહે છે કે પચાશ વર્ષની વયે રાજ્યપાટનો ત્યાગ કરી જૈન સાધુ થયો ઈ. સ. પૂ. ૨૯૮.

બિંદુસાર:—ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર રાજ્યગાદીપર આવ્યો. તેણે પોતાના પિતાની શાસન પદ્ધતિ ચાલુ રાખી અને પચીશ વર્ષ રાજ્ય કર્યું. તેણે હિંદુસ્થાનનો દક્ષિણનો ભાગ જીત્યો હોય તેમ ધારવામાં આવે છે. બિંદુસાર પછી તેનો પુત્ર મહાન અશોક રાજા થયો ઈ. સ. પૂ. ૨૭૦.

---

* જુઓ. 'Indika' by Megasthenes translated by Me. crindle.

# પ્રકરણ છઠ્ઠું.

## મૌર્યવંશ (ચાલુ)–અશોક અને બીજા રાજાઓ.

(ઇ. સ. પૂ. ૨૭૦–૧૮૫.)

**અશોક:**—અશોકવર્ધન અથવા અશોક તેના પિતા બિંદુસારના સમયમાં વાયવ્ય પ્રાંત તથા પશ્ચિમ હિંદનો અનુક્રમે સુબો હતો. બિંદુસારને ઘણા પુત્રો હતા, તેમાં અશોક જો કે જ્યેષ્ઠપુત્ર ન હતો છતાં તેની લાયકાત અને બુદ્ધિબળને લીધે તેને સામ્રાજ્યના યુવરાજપદ ઉપર સ્થાપવામાં આવ્યો હતો.

જ્યારે બિંદુસાર મરણપથારીએ હતો ત્યારે અશોક પશ્ચિમ હિંદની સુબાગિરિના પાટનગર ઉજ્જનમાં હતો. પિતાના મરણ પછી અશોક મગધ આવ્યો અને તેના જ્યેષ્ઠ ભાઈ સુસિમ સાથે રાજ્યાભિષેક બાબત ખટપટ થઈ હોય એમ દંતકથા ઉપરથી જણાય છે. આ કારણથી અશોકનો રાજ્યાભિષેક બિંદુસારના મરણ પછી ચોથે વર્ષ થયો. ઇ. સ. પૂ. ૨૭૦.

**કલિંગ-વિગ્રહ ઈ. સ. પૂ. ૨૬૧:**—રાજ્યાભિષેક થયા પછી નવમે વર્ષે અશોકે પોતાનું રાજ્ય વધારવાને કલિંગદેશના લોકો સાથે વિગ્રહ આરંભ્યો. વિગ્રહમાં અશોકને પૂર્ણ ફતેહ મળી અને કલિંગદેશ મૌર્યરાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો; પરંતુ આ જીતને અંતે અશોકને હર્ષ થવાને બદલે ઘણોજ શોક થયો. મેગેસ્થિનિસના લખવા પ્રમાણે કલિંગ રાજ્યને સાઠ હજાર પાયદળ, એક હજાર હયદળ અને સાતસો લડાયક હાથી હતા. કલિંગ દેશના લોકોએ પોતાની સ્વતંત્રતા જાળવવા માટે અશોકના લશ્કર સાથે એટલું સખત યુદ્ધ કર્યું કે લગભગ એક લાખ માણસો લડાઈમાં માર્યા ગયા, દોઢ

લાખ કેદ પકડાયા અને તેથી ઘણા દુષ્કાલ, મરકી વિગેરે લડાઇને અંગે પડતી અનેક વિપત્તિઓથી નાશ પામ્યા.

આ બધાં કારણોને લેઈ મહારાજા અશોકને એટલો બધો પશ્ચાત્તાપ થયો કે ભવિષ્યમાં પોતાના જાતિભાઈઓનો નાશ નહિ કરવાનો નિશ્ચય કર્યો. આ વચન પોતે એટલી સખત રીતે પાળ્યું કે જેથી પોતાની બાકીની જીંદગીમાં રાજ્ય વધારવાને કોઈ પણ જાતની લડાઈ ન કરી; વળી આ સમયે બૌદ્ધધર્મનો પ્રચાર પૂર્ણજોસથી થતો હતો, તેની અસર રાજા ઉપર થઈ અને દિવસે દિવસે બૌદ્ધધર્મના સિદ્ધાંતોપર વધારેને વધારે શ્રદ્ધા બેસતી ગઈ. અશોક પોતાના એક શિલાલેખમાં લખે છે કે 'મ્હોટામાં મ્હોટી ફતેહ લડાઈની નથી; પરંતુ ધર્મની છે.' અને પોતાના વંશજોને ધર્મથી લોકોને જીતવાની શિખામણ આપે છે.

આ બનાવ પછી અશોકે ધર્મોપદેશ અને તેનો પ્રચાર કરવામાં અને ધમપદ (ધર્મના નૈતિક નિયમો) નો પૂરતો અમલ કરવા કરાવવામાં પોતાના જીવનની સફલતા માની, અને પોતાના રાજ્યની બધી સત્તા તે કાર્યને માટે વાપરી.

પોતાના રાજ્યના સત્તરમા અને અઢારમા વર્ષોમાં અશોકે પોતાની ચોકસ રાજનીતિ જાહેર કરી અને રાજ્યશાસનના નિયમો લોકોની જાણ માટે મ્હોટી ખડકો તથા મ્હોટા સ્થંભોપર કોતરાવ્યા.

**અશોક બૌદ્ધધર્મનો ઉપાસક:**—હવે અશોકે બૌદ્ધધર્મ જાહેર રીતે સ્વીકાર્યો. પોતાના રાજ્યના ચોવીશમાં વર્ષમાં તેણે બૌદ્ધધર્મની ઘણી પવિત્ર જગાઓએ યાત્રા કરી અને યાત્રાની યાદગીરીમાં ઠેકાણે ઠેકાણે સ્મરણ સ્થંભો રોપાવ્યા.

બૌદ્ધધર્મની અશોક ઉપર એટલી બધી અસર થઈ કે કોઈ કોઈ વખત તે રાજ્ય ચલાવવાની વ્યવસ્થા કરી વિહારો (મઠ) માં બૌદ્ધ સાધુઓના સમાગમમાં કાળ વ્યતીત કરતો અને સાધુઓનો પોષાક પણ પહેરતો.

ઈ. સ. પૂ. ૨૫૧ માં તેણે બૌદ્ધધર્મીઓની એક મ્હોટી સભા ભરી. આ સભાનો હેતુ બૌદ્ધધર્મમાં જે મતભેદ હતા તે કાઢી નાંખી ઐકયતા લાવવાનો હતો; ઉપરાંત આ સભાએ બૌદ્ધશાસ્ત્રોમાં સુધારો કરી ધર્મનો વધારે પ્રચાર કેવી રીતે કરવો તેની પણ વિચારણા કરી.

બૌદ્ધધર્મનો પ્રચાર કરવાને અશોકે સીરીઆ, ઈજીપ્ટ, મેસિડોનીઆ અને એપીરસ સુધી ધર્મદૂતો મોકલ્યા; વળી પોતાના ભાઈ મહેન્દ્ર તથા બ્હેન સંઘમિત્રને સિંહલદ્વીપ મોકલ્યાં અને બૌદ્ધધર્મનો પાયો ત્યાં નાંખ્યો. ટિબેટ, બ્રહ્મદેશ, દક્ષિણદેશ વિગેરે ઠેકાણે પણ ધર્મોપદેશકો મોકલ્યા અને પોતાના સામ્રાજ્યમાં બૌદ્ધધર્મને રાજ્યધર્મ તરીકે જાહેર કર્યો.

**પોતાના રાજ્યમાં બૌદ્ધધર્મનો દૃઢ પાયો નાખવાને અશોકે લીધેલા ઉપાયો:**—પોતાના રાજ્યમાં સારી રીતે ધર્મનો પ્રચાર કરવાને અશોકે શિલાલેખો અને સ્થંભો ઉપર ધર્મના અગત્યના સિદ્ધાંતો કોતરાવી જાહેર સ્થળોમાં લોકોનાં વાંચન માટે ખુલ્લા રાખ્યા; વળી સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં મ્હોટા મ્હોટા ખડકો ઉપર પણ કોતરાવ્યા. કાઠિયાવાડમાં ગિરનાર, દક્ષિણમાં મ્હૈસુર, ઉત્તરમાં પેશાવરમાં તથા પંજાબમાં હઝારા જીલ્લામાં, હિમાલયની તળેટીમાં મસુરીથી પંદર માઈલ દૂર મુંબાઈ નજીક થાણા જીલ્લામાં ઓરિસ્સા પ્રાંતમાં અને મદ્રાસ ઈલાકાના ગંજામ જીલ્લામાં હજુપણ આ ખડકો ઉપર માગધી ભાષામાં કોતરેલા લેખો માલુમ પડે છે.

પોતે જાહેર કરેલા ધર્મના સિદ્ધાંતો લોકો બરાબર પાળે છે કે નહિ તેની તપાસ રાખવાને તેણે અમલદારો રાખ્યા. લોકોને દાખલો બેસાડવા પોતેજ આ સિદ્ધાંતોનો અક્ષરશઃ અમલ કરવો શરૂ કર્યો. કોઈ પણ જાતની જીવહિંસા કરવી છોડી દીધી. મ્હોટા રસ્તાઓ, કુવા, નવાણો, ધર્મશાળાઓ તથા જાનવરો માટે ઇસ્પીતાલો* બંધાવ્યાં. બીજા ધર્મો તરફ પણ પોતે સહાનુભૂતિ બતાવી તેમને યથાશક્તિ મદદ કરી, અને મન, વચન અને કર્મથી પવિત્ર રહી સાધુમય જીવન પસાર કરવું શરૂ કર્યું.

**મ્હૈસુરમાં આવેલા એક ખડક પર કોતરેલો શિલાલેખઃ-** આ લેખ મ્હૈસુરમાં હજુ પણ મોજુદ છે અને અશોકના નૈતિક શિક્ષણનો ટુંકાણમાં સારરૂપ છે. શિલાલેખ માગધી ભાષામાં છે તેનો અનુવાદ નીચે મુજબ છેઃ “મહારાજા અશોક નીચે મુજબ ફરમાન કરે છેઃ-‘પિતા અને માતાની આજ્ઞાનું પાલન થવું જોઈએ; દરેક જીવતા પ્રાણી તરફ ફરજીયાત માનની દૃષ્ટિ રાખવી જોઇએ; સત્ય બોલવું જોઈએ; ધર્મના બધા નિયમો બરાબર પાળવા જોઇએ. તેમજ શિષ્યે ગુરૂને માન આપવું જોઇએ અને પોતાના વડીલો તરફ યોગ્ય વિનય દર્શાવવો જોઈએ. આપણા સનાતન ધર્મનું આ ધોરણ

---

* ‘The animal hospitals, which still exist at Ahmedabad, Surat and many other towns in Western India, may be regarded as either survivals or copies of the institutions founded by the Mauyran Asoka’—See Hamilton, ‘Description of Hindustan’ Vol. 1. page 718 and Crooke's article on ‘Pinjrapole’ in ‘Things Indian.’

છે–આથી આયુષ્ય લંબાય છે અને આ પ્રમાણે માણસોએ વર્તવું જોઇએ.' "

ખડકો ઉપર કોતરેલા ચૌદ લેખોનો ટુંકમાં સારઃ— પહેલા લેખે જીવહિંસા બંધ કરવાનું ફરમાવ્યું છે; બીજા લેખમાં માણસો અને જાનવરો માટે દવાખાનાં ઉઘાડવાનો ઉલ્લેખ કર્યો છે; ત્રીજામાં બૌદ્ધ ધર્મનો પંચમ સંવત્સર ઉજવવાનું જણાવ્યું છે; ચોથામાં રાજ્ય તરફથી ધર્મને અંગે બક્ષિસ કર્યાનું જાહેર કર્યું છે; પાંચમામાં ધર્મઉપદેશકો અને ધર્મદૂતો ધર્મનો પ્રચાર કરવાને નિમ્યાનું જણાવેલ છે; છઠ્ઠામાં લોકોનાં સામાજીક અને ગૃહજીવન નિયમિત કરવાને નીતિ શિક્ષકો નિમ્યાનું બતાવેલ છે; સાતમામાં અન્ય ધર્મો તરફ મૈત્રીભાવ રાખવાનું દર્શાવેલ છે; આઠમામાં નિર્દોષ આનંદ અને ઉત્સવો કરવાની ભલામણ કરી છે; નવમામાં ધાર્મિક અને નૈતિક શિક્ષણનો પ્રચાર કરવાની ભલામણ કરી છે; દશમામાં સત્યધર્મ પ્રચાર કરવામાં રહેલી ખ્યાતિના વખાણ કરેલાં છે; અગિઆરમામાં ધર્મોપદેશને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ દાન કહેલું છે; બારમામાં નાસ્તિકોને નૈતિક ઉપદેશથી આસ્તિક બનાવવાની મહારાજાની ઈચ્છા જાહેર કરેલી છે; તેરમામાં બંગાળામાં મળેલી ફતેહ વિષે અને પાંચ ગ્રીક રાજાઓ સાથે સલાહ કરી તેમના દેશોમાં ધર્મદૂતો મોકલ્યા વિષે ઉલ્લેખ કર્યો છે; ચૌદમામાં કંઈક ટીકા સાથે ઉપરના લેખોનો સાર આપેલો છે.

ઐતિહાસિક દૃષ્ટિથી સૌથી અગત્યનો લેખ તેરમો છે; આ રાજાઓ, સીરીઆનો એંટીઓકસ, ઈજીપ્ટનો ટોલેમી, મેસિડોનનો એંટીગોનસ, સાયરેનનો મેગાસ, અને એપાઈ-

રસનો એલેક્ઝેંદર હતો. આ ઉપરથી જણાય છે કે અશોકના પ્રયત્નથી અને ઉત્સાહથી બૌદ્ધ ધર્મનો ઉપદેશ આફ્રિકા, યુરોપ અને એશિઆમાં ફેલાયેલો હતો.

**સ્થંભો પર કોતરેલા લેખો:**—પહેલા લેખે ધર્મોપદેશકને ઉત્સાહ અને શ્રદ્ધાથી તેમનું કામ કરવાને ફરમાશ કરી; બીજા લેખે દયા, દાન, સત્ય અને પવિત્રતાને ધર્મ માન્યાં; ત્રીજા લેખે આત્મમંથન કરવાનું અને પાપથી દૂર રહેવાનું ફરમાવ્યું; ચોથા લેખે રાજુક નામથી ઓળખાતા અમલદારોને ધર્મશિક્ષણનું કામ સોંપ્યું અને દેહાંત દંડની શિક્ષા પામેલા બંદીજનો માટેના નવા નિયમો જાહેર કર્યા; પાંચમાએ જુદા જુદા પ્રાણીઓની જીવહિંસા બંધ કરી; છઠ્ઠાએ લોકોને શુભાશિષ ઈચ્છી અને બૌદ્ધધર્મમાં માનવા આશા બતાવી; સાતમાએ જાહેર કર્યું કે આ શિલાલેખો અને ધર્મોપદેશ લોકોને સત્ય માર્ગે દોરશે; આઠમાએ રાજાના જાહેર પ્રજા માટેનાં બાંધકામોનો* અને લોકોની ધર્મમાં પ્રગતિને અર્થે લીધેલા ઉપાયોનો ઉલ્લેખ કર્યો.

**ઉપસંહાર:**—ઉપરના શિલાલેખો ઉપરથી આપણે જાણી શકીએ કે અશોક એક ચુસ્ત બૌદ્ધધર્મી હતો; જો કે તેણે બ્રાહ્મણધર્મ અથવા જૈનધર્મનો નાશ કરવાનો પ્રયત્ન નહિ કર્યો, છતાં પશુવધવાળાં યજ્ઞો કરવાની તેની મનાઈ, બૌદ્ધ-ધર્મને માટે ખુલ્લી પસંદગી, અને તેનો પ્રચાર કરવાને

---

* આ લેખમાં લખેલાં જાહેર બાંધકામો નીચે પ્રમાણે હતાઃ- ઝાડોથી ઢંકાયેલા રસ્તાઓ, ગાઉ ગાઉને અંતરે ખોદેલા કુવાઓ, માણસો તથા જાનવરોને માટે ધર્મશાળાઓ અને પિંજરાપોળો, પૂલો, નાળાઓ અને નહેરો:—જુઓ R. C. Dutt's Civilization in Ancient India.

લીધેલા ઉપાયો, આ બધાએ તેના માનીતા સિદ્ધાંતો આગળ લાવવામાં મદદ કરી અને બૌદ્ધધર્મ હિંદુસ્થાન અને સિંહલ-દ્વીપમાં પ્રધાનપદ પામ્યો. જો કે બૌદ્ધધર્મ પોતાની જન્મ-ભૂમિમાંથી લગભગ નાશ પામ્યો છે, છતાં સિંહલદ્વીપમાં હજુ પ્રચલિત છે; આ સિવાય ચીન, ટિબેટ, જાપાન વિગેરે દેશોમાં કરોડો માણુસો સૈકાઓ થયાં તે ધર્મ પાળે છે. આ બધું પરિણામ મહારાજા અશોકના પ્રયત્નને આભારી છે, અને તેથી તેની મ્હોટા ધર્મપ્રચારક તરીકે ગણુત્રી થાય છે.

**અશોકના ગુણુદોષ:**—આ રાજા ઘણોજ ઉદ્યોગી અને શક્તિવાળો હતો. તેણે કહેલું કે 'મારી પ્રજાના ભલા માટે મારે કામ કરવુંજ જોઈએ' અને તે પ્રમાણે તે પોતાની આખી જીંદગી વર્ત્યો પણ ખરો. પોતાના રાજ્યની ખબરો અમલદારો પાસેથી ગમે તે વખતે લેવાને તૈયાર હતો અને છતાં પોતાના ઉદ્યમથી અસંતોષી રહેતો.* પોતાની ફરજ બજાવવા વિષેનો તેનો આદર્શ ઘણો ઉંચો હતો. તેના શિલા-લેખો ઉપરથી જણાય છે કે તે ઘણાજ શુદ્ધ હ્રદયનો માણુસ હતો અને સત્ય ધર્મના સિદ્ધાંતો તેની રગેરગમાં વ્યાપી રહ્યા હતા.

તેણે એક સાધુની સાધુતા અને રાજાના ડહાપણુથી રાજ્ય ચલાવ્યું અને હિંદુસ્થાનમાં સત્ય અને પ્રમાણિકતાનું રાજ્ય સ્થાપવા યોજના કરી. વડીલો માટે સન્માન, દયા, સત્ય, સહાનુભૂતિ વિગેરે સદ્ગુણોનો તેણે ઉપદેશ કર્યો એટલુંજ નહિ પણ તે પ્રમાણે તે વર્તતો. બૌદ્ધધર્મીઓ હજુ પણ તેને એક મહાત્મા તરીકે પૂજે છે.

---

* 'I am never fully satisfied with my exertions and dispatch of business':—Smith's 'Edicts of Asoka.'

**અશોકનું કૌટુમ્બિક જીવન:**—અશોકને બે રાણીઓ હતી, તેમાં અસન્ધિમિત્ર તેની માનીતી રાણી હતી. બીજીનું નામ કારૂવાકી¶ હતું. પહેલી રાણીને કુણાલ નામનો પુત્ર હતો અને બીજીને તિવર નામનો પુત્ર હતો. અસંધિમિત્ર રાણી મરણ પામવાથી અશોકને વૃદ્ધાવસ્થામાં ઘણું દુઃખ પડયું. ત્યાર પછી તિષ્યરક્ષિતા નામની રાણી તે પરણ્યો પણ આ સ્ત્રી કર્કશા હતી એમ મનાય છે; તેણે બાકીનું અશોકનું જીવન કડવું બનાવ્યું.* મહારાજા અશોકનો કાળ ઈ. સ. પૂ. ૨૩૨ માં થયો અને તેની પછી તેનો પૌત્ર ( તિવરનો પુત્ર ) દશરથ રાજ્યગાદી ઉપર આવ્યો, કારણ કે તિવર અશોકની હૈયાતીમાંજ મરણ પામ્યો હતો.

**મૌર્યવંશની પડતી અને નાશ:**—અશોક પછી પાંચ રાજાઓ મગધની ગાદી ઉપર આવ્યા અને તેઓએ લગભગ

---

¶ કારૂવાકી બ્રાહ્મણ ધર્મ પાળતી હતી.

* 'એમ કહેવાય છે કે રાણી તિષ્યરક્ષિતા અશોકની ધર્મ તરફ હદ ઉપરાંત ભકિતથી અતિ રોષે ભરાઇ હતી. તેણીએ મંત્ર-જંત્ર વિદ્યાથી ગયાના બોધિવૃક્ષને મૂઠ મરાવી સદંતર નાશ કરવાનો યત્ન કર્યો હતો; બીજી દંતકથા એવી છે કે તિષ્યરક્ષિતા અસંધિ-મિત્રના પુત્ર કુણાલના સ્વરૂપથી મોહ પામી હતી અને તેને માટે તેણીને તીવ્ર પ્રેમ ઉપજ્યો હતો. જ્યારે કુણાલે તેણીની કોઇ પણ અયોગ્ય માગણીનો સ્વીકાર ન કર્યો ત્યારે કુણાલના પ્રાણ લેવાને તેણીએ અનેક યુકિતઓ કરી છેવટે તક્ષશિલામાં કુણાલની આંખો સમ્રાટના અમલદારોના હુકમથી ફોડવામાં આવી, આ પછી કુણાલે અનેક સંકટો વેઠી પોતાના પિતા પાસે મગધ આવી સર્વે હકીકત નિવેદન કરી. તપાસ કરતાં અશોકને કાવત્રાંની ખબર પડી અને તેણે તિષ્યરક્ષિતાને જીવતી બાળી મૂકાવી અને કાવત્રાંની અંદર જેઓ સામેલ હતાં તેઓને સખત શિક્ષા કરી':—જુઓ E. B. Havell's History of Aryan Rule in India. Page 103.

પચાશ વર્ષ સુધી રાજ્ય કર્યું. આ બધા રાજાઓ નબળા હતા; છેલ્લા રાજા બૃહદ્રથનો તેના સેનાપતિ પુષ્યમિત્રે ઘાત કરાવ્યો અને આ રીતે મૌર્યવંશનો ઈ. સ. પૂ. ૧૯૫ માં અંત આવ્યો.

દૈવની ગતિ ન્યારી છે. કાળચક્રની ફેરીમાં જેવી રીતે ઈરાન, રોમ, ગ્રીસ વિગેરે અનેક દેશોની બાદશાહીઓ તૂટી, તેમ હિંદની પહેલી ઐતિહાસિક બાદશાહીનો નાશ થયો. મહાન્ સમ્રાટ ચંદ્રગુપ્તે પોતાના રાજ્યના ટૂંક સમયમાં અનેક નાના રાજ્યોને એક છત્ર તળે લાવી હિંદી રાષ્ટ્રીય ભાવનાનું બીજ રોપ્યું. આ ભાવનારૂપી બીજને મહારાજા અશોકે સત્ય ધર્મરૂપી જળથી સિંચન કર્યું અને પોતાના મરણ સુધી પોષ્યું. અનેક મતમતાંતરો અને નાતજાતના ભેદભાવને કહાઢી નાંખી એક સત્ય આદર્શતળે આખા દેશને લાવી હિંદમાં સત્યયુગ પ્રસારવા તનતોડ પ્રયત્ન કર્યો; પરંતુ આ બંને મહાન સમ્રાટોની ઉચ્ચભાવના તેમના નબળા વંશવારસોથી ન પોષી શકાઈ, ઉલટી ભેદભાવના પ્રબળ થઈ અને ઐકયતાને પોષનાર અશોકના જીવથી વહાલા ધર્મને તેની માતૃભૂમિમાંથી ક્રમેક્રમે દેશવટો મળ્યો. આ પણ મહાકાલની એક ઘટના !!

---

# પ્રકરણ સાતમું.

## બૌદ્ધધર્મ સમયનાં બીજાં રાજ્યો.

(ઈ. સ. પૂ. ૨૩૦—ઇ. સ. ૫૦૦ સુધી.)

મહારાજા અશોકના મૃત્યુ પછી તેના પૌત્ર દશરથે થોડોક વખત તો અવિચ્છન્ન રાજ્યસત્તા ભોગવી. અશોકની જેમ તેણે પણ બૌદ્ધધર્મનો પ્રચાર કરવાની રાજ્યનીતિ ચાલુ રાખી, અને બુદ્ધના સિદ્ધાંતો પોતાના રાજ્યને પરદેશીઓના આક્રમણમાંથી બચાવશે એમ પૂર્ણ ભરોંસો રાખ્યો; પરંતુ તેની આ ગણત્રી ભૂલ ભરેલી હતી, કારણ કે સીરીઆના સુબાએ ગ્રીક રાજ્ય હિંદની સરહદપરજ સ્થાપ્યું હતું. દશરથનું રાજ્ય માત્ર આઠ વર્ષ ચાલ્યું અને તેની પછીના બધા રાજાઓ નબળા હતા. મગધના રાજ્યની સાર્વભૌમ સત્તા અંગીકાર કરી અત્યાર સુધી જે અનેક રાજ્યો એક છત્ર તળે જોડાયેલાં હતાં તે ક્રમશઃ સ્વતંત્ર થતાં ગયાં અને ઇ. સ. પૂ. ૧૮૫ માં સેનાપતિ પુષ્યમિત્રે જ્યારે છેલ્લા રાજા બૃહદ્રથનો ઘાત કરાવ્યો ત્યારે મૌર્ય બાદશાહીનો અંત આવ્યો.*

**સુંગ વંશ:**—આ વંશનો પહેલો રાજા પુષ્યમિત્ર હતો અને તેણે પોતાની રાજ્યગાદી પાટલીપુત્રમાં સ્થાપી. તેના વખતમાં મગધ ઉપર બે ચઢાઈઓ થઇ હતી, એક ગ્રીક રાજા મિનંદરની અને બીજી કલિંગ દેશના રાજાની; આ બંનેને હરાવી તેણે પાછા કાઢયા અને પોતાની સાર્વભૌમ

---

* એમ કહેવાય છે કે આ પછી પણ અશોકના વંશજોએ મગધની ગાદી ઉપર ઈ. સ. ના સાતમા સૈકા સુધી રાજ્ય કર્યું.

સત્તા મનાવવાને તેણે અશ્વમેધયજ્ઞ† કર્યો. આ અશ્વમેધયજ્ઞ ઉત્તર હિંદમાં લાંબા વખત સુધી યાદ કરવામાં આવ્યો હતો અને એના વિષે મહાકવિ કાલીદાસે પણ 'માલવિકાગ્નિમિત્ર' નામના નાટકમાં ઘણું અચ્છું વર્ણન કર્યું છે. આ અશ્વમેધ-યજ્ઞ ઉપરથી એમ કહી શકાય કે બ્રાહ્મણધર્મે પોતાની સત્તા રાજાઓ ઉપર ફરીથી જમાવવાની શરૂઆત કરી, અને બૌદ્ધ-ધર્મનો અસ્ત થવાની શરૂઆત થઈ. પુષ્યમિત્રે પણ વિહારો અને મઠો વિખેરી નાંખવા માંડયા અને બૌદ્ધ 'સંઘ' જે અત્યાર સુધી પ્રબળ રાજ્યસત્તા ભોગવતો હતો તેની સત્તા તોડી પાડી.

પુષ્યમિત્ર ઈ. સ. પૂ. ૧૪૮ માં મરણ પામ્યો. મહાન્ સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રી તથા યોગસૂત્રના કર્તા પતંજલિ તેના સમકાલીન હતા.

પુષ્યમિત્રના મરણ પછી તેનો પુત્ર અગ્નિમિત્ર ગાદીએ આવ્યો. એના પછીના બધા રાજાઓ નબળા હતા અને ઈ. સ. પૂ. ૭૨ માં સુંગ વંશનો અંત આવ્યો.

---

† આ યજ્ઞને માટે સુંદર રંગવાળા એક યુવાન અશ્વને પસંદ કરવામાં આવતો. પહેલાં તો તે ઘોડાને ઈશાન કોણમા દોરી લેઇ જવામા આવતો; પછી તેને એક વર્ષ સુધી યથેચ્છ ભમવા દેવામાં આવતો. આ ઘોડાના રક્ષણ માટે એકસો ઘોડેસ્વાર ક્ષત્રિય વીરો પાછળ પાછળ જતા અને જો કોઇ રાજા તે ઘોડાને બાંધતો તો તેની સાથે યુદ્ધ કરતા અને તેને હરાવતા. જે જે દેશોમાં તે ઘોડો ગયો હોય તે તે દેશોના બધા રાજાઓએ જો યજ્ઞ કરનારની સાર્વભૌમ સત્તા અંગીકાર કરી હોય તો એક વર્ષ પછી તે ઘોડાને એક સોનાના રથ સાથે જોડવામાં આવતો અને યજ્ઞકુંડ તરફ લેઇ જવામાં આવતો:—જુઓ 'Barnett's Antiquities of India,' pp. 169–171.

**કણ્વવંશઃ**—સુંગવંશ પછી મગધની ગાદીએ કણ્વવંશનો રાજા વાસુદેવ આવ્યો. આ વંશના બધા રાજાઓ નબળા હતા. ઈ. સ. પૂ. ૨૭ માં છેલ્લા કણ્વ રાજાને આંધ્ર રાજાએ મારી નાંખ્યો અને મગધ અને ઉત્તર હિંદમાં બળવાન આંધ્ર રાજ્ય સ્થાપ્યું.

**આંધ્રવંશઃ**—આ આંધ્રવંશની શરૂઆત ઈ. સ. પૂ. ૨૩૦ માં થઈ હોય તેમ જણાય છે; તેમનું મૂળ રાજ્ય દખણમાં ગોદાવરી અને કૃષ્ણા નદીઓની ખીણવાળા પ્રદેશમાં હતું. મગધના નબળા રાજાઓના સમયમાં આંધ્ર રાજાઓ મગધથી સ્વતંત્ર થઇ ગયા અને તે વંશના બારમા રાજાએ ઉપર જણાવ્યા પ્રમાણે મગધના કણ્વ વંશનો અંત આણ્યો. આ પછી મગધની ગાદી ઉપર અઢાર રાજાઓ તે વંશના થયા અને લગભગ ઈ. સ. ૪૩૦ માં તે વંશનો અંત આવ્યો.

આ આંધ્ર રાજ્યની સત્તા દક્ષિણમાં કૃષ્ણા નદી સુધી અને પશ્ચિમમાં છેક ગુજરાત સુધી હતી. જોકે મૌર્યવંશની રાજ્ય સત્તા તોડવા તેઓએ ઘણો પ્રયત્ન કર્યો, છતાં અશોકના મરણ પછી તેઓએ બૌદ્ધ અને જૈનધર્મને પૂરતું ઉત્તેજન આપ્યું.

**હિંદની સરહદ ઉપરનાં ગ્રીક રાજ્યોઃ**—જ્યારે આંધ્ર અને ગુપ્ત રાજ્યો હિંદુસ્થાનમાં બળવાન હતાં ત્યારે હિંદની પશ્ચિમ સરહદપરનાં પ્રાંતો ઉપર પરદેશીઓનાં આક્રમણ વારંવાર થતાં. ચક્રવર્તી ચંદ્રગુપ્ત રાજાના સમકાલીન ગ્રીક રાજા સેલ્યુકસે મહાન સિકંદરનું મેળવેલું પશ્ચિમ એશિઆનું રાજ્ય ડહાપણ અને ચતુરાઇથી જાળવી રાખ્યું હતું; પરંતુ તેના મરણ પછી તેનો પૌત્ર એંટીઓકસ ગાદીએ આવ્યો,

જે ઘણોજ નબળો અને ગુણહીન રાજા હતો. તેના વખતમાં બેક્ટ્રિઆના લોકોએ ડિઓડોટસની સરદારી તળે ગ્રીક રાજ્યથી પોતાની સ્વતંત્રતા જાહેર કરી; આ પછી પાર્થિઅન લોકો પણ ગ્રીક રાજ્યથી સ્વતંત્ર થયા.

ડિઓડોટસ પછીના બેક્ટ્રિઆના રાજા ડેમેટ્રીઅસે હિંદુ-સ્થાન ઉપર ચઢાઈ કરી અને પંજાબ અને સિંધ પ્રાંતો જીત્યા; પરંતુ જ્યારે ડેમેટ્રીઅસ હિંદમાં હતો ત્યારે બેક્ટ્રિઆમાં બળવો જાગ્યો અને રાજ્યસત્તા યુક્રેડાઈટીસના હાથમાં આવી ઈ. સ. પૂ. ૧૭૫.

આ બનાવને થોડોક સમય થયા પછી હિંદની સરહદ ઉપરના બધા પ્રદેશો ડેમેટ્રીઅસ અને યુક્રેડાઈટીસના વંશજોમાં વહેંચાઈ ગયા હતા; આ ગ્રીક રાજાઓએ પોતપોતાના રાજ્યોમાં શિક્કા કાઢયા હતા જેમાંનાં કેટલાક શિક્કાઓ પંજાબમાંથી હાલમાં મળી આવેલ છે. આ બધા ગ્રીક રાજાઓમાં વધારે પ્રખ્યાત યુક્રેડાઈટીસ વંશનો મિનેંદર હતો. તેણે ઈ. સ. પૂ. ૧૫૫ માં કાબુલથી નિકળી પશ્ચિમ હિંદ ઉપર ચઢાઈ કરી; આ વખતે મગધની ગાદી ઉપર પુષ્યમિત્ર રાજા રાજ્ય કરતો હતો. મિનેંદર ઘણો બળવાન હતો અને તેને હરાવવાનું કામ પુષ્યમિત્રને ભારે પડે તેવું હતું. મિનેંદરે સિંધ, કાઠિયાવાડ, અને મથુરા સુધીનો પ્રદેશ હાથ કર્યો અને પુષ્ય-મિત્રના પાટનગર પાટલીપુત્ર ઉપર પણ ચઢાઈ કરી; પરંતુ મિનેંદરને પાછા ફરવું પડયું અને તેણે મેળવેલાં રાજ્યો થોડાજ વખતમાં ગ્રીક રાજ્યથી છૂટાં પડયાં. 'મિલંદના પ્રશ્નો' એ નામના એક બૌદ્ધધર્મગ્રંથ ઉપરથી માલુમ પડે છે કે મિનેંદરે બૌદ્ધધર્મને ઉત્તેજન આપ્યું.

મિનેંદરના મરણ પછી મધ્ય એશિઆના શક અને તુરેણીયન લોકોએ ઈ. સ. પૂ. ૧૪૦ થી ૧૩૦ સુધીમાં બેક્ટ્રિઆના ગ્રીક રાજ્યોનો નાશ કર્યો અને હિંદનાં ગ્રીક રાજ્યોમાં પણ પાર્થિઅન લોકોની સત્તા પ્રબળ થઈ.

**પાર્થિઅન રાજ્ય:**—પાર્થિઅન વંશના પહેલા રાજા મિથ્રીડેટીસે સિંધુ નદી સુધી પોતાની સત્તા જમાવી હતી. ઈ. સ. પૂ. ૧૨૦ માં પાર્થિઅન રાજા મૉાસ કાબુલ અને પંજાબમાં રાજ્ય કરતો હતો. તેનો ગોંડોફરસ નામનો એક વંશજ ઈ. સ. ૨૧ માં રાજ્ય કરતો હતો તે વખતે ખ્રિસ્તી ધર્મોપદેશક **સેંટ થોમસ** પંજાબમાં આવ્યો; **સેંટ થોમસ** ત્યાંથી દક્ષિણ હિંદમાં ગયો અને તેના મરણ પછી મદ્રાસ નજીક ‘સેન્ થોમે’ નામનું દેવળ બાંધવામાં આવ્યું હતું.* ઈ. સ. ના પહેલા સૈકાની આખરે કુશાન લોકોએ પાર્થિઅન લોકોને પંજાબમાંથી હાંકી કાઢયા.

**શક અને કુશાન રાજ્યો:**—ઈ. સ. પૂ. પહેલા સૈકામાં મધ્ય એશિઆના શક લોકોએ હિંદની સરહદપર આવેલાં ગ્રીક રાજ્યોપર ચઢાઈ કરી અને કંદહાર ( શકસ્થાન ) માં પોતાનું રાજ્ય સ્થાપ્યું; બીજા શક રાજાઓએ સૌરાષ્ટ્ર, તક્ષશિલા અને મથુરામાં પણ રાજ્યો સ્થાપ્યાં.

શક લોકો પછી મધ્ય એશિઆના કુશાન લોકોએ બેક્ટ્રિઆ અને કાબુલ રસ્તે થઈ હિંદ ઉપર ચઢાઈ કરી અને ઈ. સ. ના પહેલા સૈકામાં કુશાન રાજા કાડ્ફિસસ્ બીજાએ ગ્રીક અને પાર્થિઅન રાજ્યો જીતી લીધાં અને વાયવ્ય હિંદના

* જુઓ ‘Indian Antiquary’ Vol. 32 pp. 1–15 & 145–160.

પ્રદેશોમાં પોતાની આણ વર્તાવી. ઈ. સ. ૭૮; આ વિજયના સ્મરણાર્થે પુષ્કળ નવા શિક્કાઓ પાડવામાં આવ્યા હતા, જે હજુ પણ કાબુલ અને કાશ્મીરના પ્રદેશોમાં મળી આવે છે.

કનિષ્કઃ—કાદફીસસે લગભગ ત્રીશ વર્ષ રાજ્ય કર્યા પછી મહાન કનિષ્ક રાજા થયો ઇ. સ. ૧૧૦; તેની રાજ્યધાની પુરૂષપુર ( પેશાવર ) માં હતી. તેનાં છત્ર નીચે કાબુલ, કાશ્મીર અને ઉત્તર હિંદનો વિંધ્યાચળ સુધીનો પ્રદેશ હતો. વળી તેણે મધ્ય એશિઆમાં કાશગર અને યારકંદથી ટિબેટની ઉત્તર સુધીનો મુલક તાબે કર્યો હતો. કનિષ્કે ઘણો ખરો સમય પશ્ચિમ અને મધ્ય એશિઆના પ્રદેશો જીતવામાં ગાળ્યો હતો. રોમન બાદશાહ ટ્રોજનના સમયમાં તેણે પોતાનો એલચી રોમન દરબારમાં રાખ્યો હતો, કારણ કે પશ્ચિમ એશિઆમાં કનિષ્કના રાજ્યની અને રોમન રાજ્યની હદ મળતી હતી.

હિંદુસ્થાનમાં પણ પાટલીપુત્ર સુધી તે પહોંચ્યો હતો અને ત્યાંથી અશ્વઘોષ નામના એક બૌદ્ધ મહાત્માને પોતાની સાથે પુરૂષપુર લેઇ ગયો. આ પછી તેણે બૌદ્ધધર્મ અંગીકાર કર્યો અને તે બીનાના સ્મરણાર્થે એક મ્હોટો મિનારો બંધાવ્યો. આ મિનારો લાકડાનો બાંધેલો હતો અને તેને તેર માળો હતા; લાકડાની અંદર ઘણું સુંદર નકશીકામ કરેલ હતું. મિનારાની ઉંચાઇ લગભગ ચારસો ફીટ હતી અને શિખર ઉપર ઘણો જબરો એક લોઢાનો ધ્વજદંડ હતો. આ મિનારા પાસે એક ઘણોસુંદર મઠ બાંધેલો હતો. આ મઠ બૌદ્ધવિદ્યાનું એક મ્હોટું સ્થળ હતું. આ બંને મકાનોનો નાશ મહમદ ગજનીએ કરેલો હોય એમ જણાય છે.

બૌદ્ધધર્મનો અંગીકાર કર્યા પછી અવકાશના સમયે કનિષ્કે બૌદ્ધશાસ્ત્રોનો અભ્યાસ એક બૌદ્ધસાધુની દેખરેખ તળે કરવા માંડયો. આ સાધુ હંમેશાં રાજમંદિરે રાજાને શિક્ષણ આપવા આવતો; પરંતુ બૌદ્ધધર્મના અનેક મતમતાંતરોથી કનિષ્કને ધર્મ બાબત ઘણીજ ગુંચવણ થઈ; આનુ નિરાકરણ કરવા તેણે મહારાજા અશોકની જેમ કાશ્મીરમાં બૌદ્ધધર્મ-શાસ્ત્રીઓની એક સભા ભરી. આ સભાએ બૌદ્ધધર્મને લગતું બધું સાહિત્ય બારીકીથી તપાસી એમ જાહેર કર્યું કે બૌદ્ધ-ધર્મની અંદર બે મુખ્ય મતો* હોઈ શકે.

આ સભાનું કામકાજ પૂર્ણ થયા પછી છેવટના નિર્ણય કરેલાં સિદ્ધાંતો કનિષ્કે તામ્રપત્રો ઉપર લખાવ્યા અને તેમને માટે ખાસ બાંધેલા એક સ્તુપની અંદર હાલના શ્રીનગર પાસે મૂકવામાં આવ્યા.

આ મહારાજા કનિષ્કનું રાજ્ય લગભગ ૪૫ વર્ષ ચાલ્યું. તેના વખતમાં નવો શાક શરૂ થયો, જેનું પહેલું વર્ષ ઈ. સ. ૭૮ થી ગણવામાં આવે છે.‡ કનિષ્કને તેના અમલદારોએ ગુગળાવી મારી નાંખ્યો હતો.

કનિષ્ક પછીના કુશાન રાજાઓ વિષે ઘણો થોડો ઈતિ-હાસ મળી આવે છે. તેના પછી હવિષ્ક (અથવા હુશ્ક) રાજા થયો. આ રાજા ઘણો બળવાન હતો. તેણે કાશ્મીર નગર

---

* આ બે મતો તે **મહાયાન** અને **હીનયાન**: મહાયાન મત નેપાલ, ટિબટ અને ચીનમાં ચાલતો હતો અને હીનયાન સિંહલદ્વીપ, બ્રહ્મદેશ અને દક્ષિણના બીજા દેશોમાં મનાતો.

‡ આ શાકને પાછળથી શાલીવાહન શાક નામ આપવામાં આવેલ છે.

વસાવ્યું તથા મથુરામાં એક વિહાર બંધાવ્યો. ઈ. સ. ૧૮૨ માં હુવિષ્ક પછી વાસુદેવ રાજા થયો અને તેના વખતમાં કુશાન વંશની રાજ્યસત્તા તુટવા માંડી. આ રાજા પછી ઈ. સ. ૩૨૦ માં ગુપ્ત વંશનો ઉદય થયો ત્યાં સુધીનો ઈતિહાસ ઘણો અચોકસ છે.

ઈ. સ. ના પહેલા સૈકાથી કુશાન રાજ્યની ચઢતી કળા થઈ તેની સાથે મહાયાન બૌદ્ધધર્મનો પણ પ્રચાર સરહદ પરના ગ્રીક અને પાર્થિયન રાજ્યોમાં તથા સરહદ પરના બીજા પ્રાંતોમાં થયો. આ કુશાન રાજાઓએ પોતાના રાજ્યમાં ઉત્તમ પ્રકારની બૌદ્ધસંસ્કૃતિનો પ્રચાર કર્યો અને સરહદપરના અવ્યવસ્થિત પ્રદેશોમાં વ્યવસ્થા અને નિયમ સ્થાપ્યાં. **તક્ષશિલાનું વિશ્વવિદ્યાલય** બૌદ્ધધર્મનું મધ્યસ્થાન થયું અને આર્યસંસ્કૃતિનો પ્રકાશ પશ્ચિમ એશિઆ અને ચીનમાં ફેલાવા લાગ્યો.

**ગુજરાતના શાહ વંશના રાજાઓ:**—કનિષ્કના મરણ પછી શાહ રાજાઓ તળે ગુજરાત સ્વતંત્ર થયો. આ રાજાઓએ ઈ. સ. ૧૨૦ થી ૩૮૮ સુધી રાજ્ય કર્યું અને તેઓની રાજ્યસત્તા દરમ્યાન તેઓ આંધ્ર રાજાઓના જબરા હરિફ ગણાતાં. રૂદ્રદમન નામનો આ વંશનો રાજા ઘણો બળવાન અને પ્રખ્યાત હતો. તેના વખતના કેટલાક શિલાલેખો હજુ પણ ગિરનાર પર્વત ઉપર મળી આવે છે. આ રાજાએ ગિરનાર પરનું સુદર્શન નામનું મ્હોટું સરોવર દુરસ્ત કરાવ્યું હતું. આ સિવાય કેટલાક ત્રાંબા અને રૂપાના શિક્કાઓ પણ મળી આવે છે જે ઉપરથી આપણને તે વંશનો કેટલોક અગત્યનો ઈતિહાસ જણાય છે. આ રૂદ્રદમને આંધ્ર રાજાઓ જોડે મૈત્રીની સલાહ કરી હતી.

**હુણ લોકો:**—આ સમયમાં હિંદુસ્થાનપર પરદેશીઓનું છેલ્લું આક્રમણ સફેદ ચામડીવાળા હુણ લોકોનું હતું. તેઓની એક શાખા યુરોપ તરફ ગઈ અને અંધાધુંધીનું રાજ્ય પ્રસરાવ્યું. આ બધામાં એટિલા નામના હુણે યુરોપમાં ઘણોજ ત્રાસ વર્તાવ્યો હતો. આ લોકોની બીજી શાખા હિંદમાં આવી અને ગુપ્ત સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાંખ્યું, ઈ. સ. ૪૭૦ અને ઉત્તર હિંદમાં લગભગ ચાળીસ પ્રાંતો તાબે કર્યા. ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં આ વંશના મિહિરકુલ નામના સરદારે અસહ્ય ત્રાસ વર્તાવ્યો, તેથી માલવાના રાજા યશોધર્મે તથા ગુપ્ત રાજા બાલાદિત્યે તેના રાજ્ય ઉપર ચઢાઈ કરી તેને હરાવી, કાશ્મીર તરફ હાંકી કાઢયો. આ હુણ લોકોની કેટલીક જાતો મ્હોટી સંખ્યામાં પંજાબ, રાજપુતાના તથા કાઠિયાવાડમાં વસી અને ત્યાંનાં સામાજીક જીવનમાં ઘણો ફેરફાર કર્યો. ગુજ્જર, કાઠિ, જત વિગેરે રજપુત જાતિઓ તેઓમાંથી ઉતરી આવેલી હોય તેમ જણાય છે.*

**ઉપસંહાર:**—ઉપરના ઇતિહાસ ઉપરથી જણાય છે કે બૌદ્ધ સમય ઘણાજ અગત્યના બનાવોથી ભરપૂર છે. હિંદમાં અનુક્રમે ગ્રીક, પાર્થિઅન, કુશાન અને હુણ રાજ્યો સ્થપાયાં, અને નાશ પણ પામ્યાં. પરદેશીઓના આક્રમણોથી હિંદના લોકોને ઘણુંજ વેઠવું પડયું; પરંતુ આ દરેક જાતિના લોકોએ હિંદમાં કાયમ પોતાનો વાસ કર્યો અને હિંદુ અથવા બૌદ્ધધર્મ અંગીકાર કર્યો. આથી આર્ય જાતિઓની અંદર ધીમે ધીમે તેઓ મળી ગયા અને સમય જતાં પોતાને હિંદી

---

* જુઓ V. A. Smith's 'History of India.' page 29.

પ્રજા તરીકે ઓળખાવી હિંદી રાષ્ટ્રીય ભાવના પોષવા સામેલ થયા.

**બૌદ્ધ સમયની શિલ્પકળા:**—આ સમયમાં શિલ્પકળાને ઉત્તેજન ખાસ કરીને કુશાન વંશના કનિષ્ક તથા હુવિષ્ક રાજાઓએ આપ્યું. તેઓએ પેશાવર, મથુરાં વિગેરે સ્થળોએ બૌદ્ધ વિહારો અને સ્તુપો બંધાવવામાં અઢળક નાણું ખર્ચ્યું, જેના સ્મરણ ચિન્હો હજુ પણ પેશાવર આગળ માલુમ પડે છે. આ મઠો લાકડાનાં બાંધેલાં મ્હોટા મકાનો હતાં; તેઓની અંદર અનેક માળો હતાં અને બારીક કોતરકામથી સુશોભિત કરવામાં આવ્યા હતાં. સ્તુપો ઇંટોના બનાવેલા મ્હોટા ઘુમટો હતા; આ ઘુમટની અંદર કોઈ બૌદ્ધ મહાત્માના સ્મરણ ચિન્હો રાખવામાં આવતાં; કોઈ કોઈ સ્તુપો પવિત્ર સ્થાન બતાવવા માટે પણ બાંધવામાં આવતા, મ્હોટા સ્તુપોની આસપાસ ઘણાજ ભપકાથી કોતરેલી શલાકાઓ* રાખવામાં આવતી; દરવાજાઓ પણ ઉત્તમ કોતરકામથી શણગારવામાં આવતા.† એ સિવાય બૌદ્ધ શિલ્પશાસ્ત્રીઓ આખા ને આખા ખડકમાંથી ગુફાઓ અને મંદિરો કોતરી કાઢતા. એના ઉત્તમ નમુનાઓ મુંબાઈ પાસે કાર્લા અને કેનેરીના છે તથા સૌથી ઉત્તમ નમુનો નિઝામના રાજ્યમાં આવેલી અજંતાની ગુફાઓનો

---

* 'Railings.'

† આવા ઉત્તમ સ્તુપો હજુ પણ ભોપાળના રાજ્યમાં સાંચીમાં અને મદ્રાસના ગંતુર જીલ્લામાં છે.

છે. આ અજંતાની ગુફાઓની અંદર દિવાલો પર ઘણુંજ સુંદર ચિત્રકામ પણ કરવામાં આવ્યું છે.¶

---

## પ્રકરણ આઠમું.

### ગુપ્ત રાજ્ય.

( ઈ. સ. ૩૨૦ થી ૬૦૦ સુધી. )

**ચંદ્રગુપ્ત પહેલો:**—ઈ. સ. ૩૦૮ માં પાટલીપુત્રનો ચંદ્રગુપ્ત નામે એક રાજા વૈશલીની બળવાન લિચ્છવી જાતિની રાજકન્યા કુમારદેવીને પરણ્યો. કુમારદેવીના પાણિગ્રહણથી ચંદ્રગુપ્તને એક બળવાન જાતિનો ટેકો મળ્યો અને એની મદદથી થોડાક વખતમાં મગધ અને તેની આસપાસના પ્રદેશોમાં સર્વોપરિ સત્તા ભોગવવાને શક્તિમાન થયો. તેણે મહારાજાધિરાજની પદવી ધારણ કરી અને તેના અને તેની લિચ્છવી સ્ત્રીના નામના સિક્કા પણ વિજયના સ્મરણાર્થે પડાવ્યા. આ ઉપરાંત ઈ. સ. ૩૨૦ માં ગુપ્ત શાકનો પણ

---

¶ ડૉ. ફર્ગ્યુસન 'Indian & Eastern Architecture' નામનાં પોતાનાં પુસ્તકમાં આ શિલ્પકળાના કામો વિષે ઘણો ઉંચો અભિપ્રાય ધરાવ છે, તે કહે છે કે, "Hindu sculpture is thoroughly original, quite capable of expressing its ideas and telling its story with a distinctness that never was surpassed.........The human figures are truthful to nature and combine to express the action intended with singular facility. For an honest, purpose-like pre-Raphaelite kind of art, there is probably nothing much better to be found anywhere."

આરંભ થયો. ઈ. સ. ૩૩૫ માં ચંદ્રગુપ્ત મરણ પામ્યો ત્યારે તેના છત્ર તળે દક્ષિણ બિહાર, તિરહુત, અયોધ્યા વિગેરે પ્રદેશો હતા. ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર સમુદ્રગુપ્ત રાજ્યગાદી પર આવ્યો.

સમુદ્રગુપ્ત:—આ રાજા ઘણો ચતુર અને બળવાન હતો. તેના રાજ્યાભિષેકના સમયથીજ તેણે તેનું રાજ્ય વધારવાને પ્રયત્ન કરવો શરૂ કર્યો. આ 'હિંદી નેપોલીઅને' પહેલાં તો ગંગા નદીની ખીણવાળા પ્રદેશોના નવ રાજાને તાબે કર્યા, અને તેમની સત્તા છિન્નભિન્ન કરી નાંખી; આ નવમાંનો એક રાજા પદ્માવતીનો ગણપતિ નાગ હતો.

આ પછી સમુદ્રગુપ્તે દક્ષિણના પ્રદેશો સર કરવાનો વિચાર કર્યો. શરૂઆતમાં મહાનદીની પાસેના કોશલના રાજા મહેંદ્ર ઉપર હુમલો કરી તેને હરાવ્યો. પછી ઓરિસ્સા અને મધ્યપ્રાંતો તાબે કર્યા અને છેક હાલના નેલોર જીલ્લા સુધી પહોંચ્યો અને ત્યાંથી પશ્ચિમના ઘાટોમાં થઈ ખાનદેશ મારફત પોતાના રાજ્યમાં પાછો ફર્યો. બધું મળીને તેણે લગભગ અઢીહજાર માઈલના પ્રદેશોમાં ચઢાઈ કરી હતી. તેણે નર્મદા નદીની દક્ષિણનો પ્રદેશ પોતાના રાજ્ય સાથે જોડી દેવાની ઈચ્છા કરી નહિ; માત્ર દક્ષિણના રાજાઓની વફાદારી મેળવવામાં અને અઢળક નાણાની લુંટ મેળવવામાંજ સંતોષ માન્યો. આ પછી ચક્રવર્તી મહારાજાધિરાજ તરીકે અશ્વમેધ યજ્ઞ કર્યો અને બ્રાહ્મણોને ઘણું દાન આપ્યું.

જ્યારે તે મરણ પામ્યો ત્યારે ઉત્તર હિંદનો બધો વસ્તીવાળો અને ફળદ્રુપ પ્રદેશ તેના તાબામાં હતો; તેના રાજ્યની સીમા પૂર્વમાં હુગલી નદીથી પશ્ચિમમાં સતલજ

અને ચંબલ નદીઓ સુધી હતી અને ઉત્તરમાં છેક શ્રીનગરથી દક્ષિણમાં નર્મદા નદી સુધી હતી- આ સિવાય હિમાલય અને વિંધ્યાચળની જંગલી જાતિઓ તથા પંજાબ, રજપુતાના અને માલવાના કેટલાંક રાજ્યો તેને ખંડણી ભરતાં; તેના એલચીઓ દક્ષિણમાં સિંહલદ્વીપ અને મધ્ય એશિઆમાં ઓક્ષસ નદીના સિથિઅન રાજ્ય સુધી હતા. મહારાજા અશોકના સામ્રાજ્યથી બીજા નંબરનું ચક્રવર્તી રાજ્ય આ ગુપ્ત સમ્રાટનુંજ હતું.

આ 'હિંદી નેપોલીઅન' રણપ્રીય હતો એટલુંજ નહિ પણ કાવ્ય અને સંગીત રસિક હતો. તેણે કેટલાંક કાવ્યો રચ્યાં છે તેથી તેના સમયમાં એક કવિવર તરીકે ખ્યાતિ પામ્યો હતો. તેને વિદ્વાનોની સંગતિમાં રહેવું બહુ પસંદ હતું. સાહિત્ય, સંગીત, ધર્મશાસ્ત્રો વિગેરેનાં અભ્યાસમાં તથા વિવેચનમાં તે ઘણોજ આનંદ લેતો. બૌદ્ધધર્મશાસ્ત્રી વસુબંધુ તેનો ઘણોજ માનીતો હતો.

ચંદ્ર-ગુપ્ત **બીજો:**—સમુદ્રગુપ્ત પછી તેનો પુત્ર ચંદ્ર-ગુપ્ત ગાદીએ આવ્યો ઇ. સ. ૩૭૫. તેણે માળવા અને સૌરાષ્ટ્ર જીતી ગુપ્ત રાજ્ય સાથે જોડી દીધાં. આ રાજાએ વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું અને ઇતિહાસ અને દંતકથા-ઓમાં વીરવિક્રમ તરીકે ઓળખાયો. આ રાજા ઘણો બળવાન અને પરદુ:ખભંજન હતો. તેના વખતમાં ગુપ્ત સામ્રાજ્ય ઉન્નતિને શિખરે પહોંચ્યું. આ રાજાને પ્રાચીન ઇરાનના બાદશાહોની જેમ સિંહ સાથે લડવાનો ઘણો શોખ હતો એમ તેના શિક્કાઓ પરથી જણાય છે. ચંદ્રગુપ્તે પાટલી-પુત્રને બદલે અયોધ્યામાં રાજ્યદરબાર રાખ્યો અને સમય જતાં તેને ગુપ્ત સામ્રાજ્યના પાટનગર તરીકે સ્થાપ્યું. એમ

માનવામાં આવે છે કે વિક્રમ સંવત્‌નો આરંભ આ વિક્રમાદિત્યના વખતથી થયો.* આ ચંદ્રગુપ્તે સંસ્કૃત કવિઓને, કલાશાસ્ત્રીઓને તથા બીજા વિદ્વાનોને ઘણો સારો આશ્રય આપ્યો હતો.

**કુમારગુપ્ત:**—ઈ. સ. ૪૧૩ માં કુમારગુપ્ત ગાદીએ આવ્યો અને તેણે ચાળીશ વર્ષ રાજ્ય કર્યું. તેના રાજ્યની ઘણીખરી મુદત દરમ્યાન ગુપ્ત રાજ્ય અખંડિત રહ્યું; પરંતુ પાછળના ભાગમાં હુણ લોકોનાં ધાડાં વાયવ્ય સરહદ તરફથી પેઠાં અને ભરતીના પાણીની જેમ ઉત્તર હિંદમાં સર્વત્ર ફરી વળ્યાં. આ વખતથી ગુપ્ત રાજ્યપર મહાન સંકટ આવી પડ્યું અને પડતીની શરૂઆત થઇ, ઇ. સ ૪૫૫.

**સ્કન્દગુપ્ત અને બીજા ગુપ્ત રાજાઓ:**—ઇ. સ. ૪૫૫ માં સ્કન્દગુપ્ત ગાદીએ આવ્યો. તેના વખતમાં હુણ લોકો મધ્ય એશિઆમાંથી ઘણી મ્હોટી સંખ્યામાં હિંદમાં આવ્યા અને ઉત્તર હિંદમાં ઘણોજ ત્રાસ વર્તાવ્યો. વીરસ્કન્દગુપ્ત તેમની બરોબરી કરે તેવો હતો; તેણે તેમને ઘણી સખત હાર આપી અને તેના વિજયના સ્મરણ તરીકે બનારસની નજીક ગાઝીપૂર જીલ્લામાં એક કીર્તિસ્થંભ રોપાવ્યો. બાર વર્ષ પછી ફરીથી તેઓએ સખત હલ્લો કર્યો. આ વખતે

---

* "The popular belief associates the Vikrama era of 58–57 B. C. with Bikram of Ujjain......... The King referred to may be presumed to be Chandragupta II, Vikramaditya, who conquered Ujjain about A. D. 390":—

જુઓ. V. A. Smith's 'History of India pp. 80–81.

તેઓએ કુશાન રાજ્યને તોડી પાડી ગાંધારમાં મજબુત પગ-પેસારો કર્યો હતો અને ઈ. સ. ૪૭૦ થી ૪૮૦ સુધી સ્કન્દગુપ્તને આ લોકોની સાથે લડવું પડયું. આ લોકોની સાથે લડવામાં સામ્રાજ્યનો ખજાનો એટલો બધો ખાલી થઈ ગયો કે સ્કન્દગુપ્તને નવા સુવર્ણના શિક્કાઓમાં શુદ્ધ સોનું ઓછું કરવાની જરૂર પડી.*

સ્કન્દગુપ્ત પછી પુરગુપ્ત ગાદીએ આવ્યો; તેણે પાંચ વર્ષ રાજ્ય કર્યું તેના પછી નરસિંહગુપ્ત બાલાદિત્ય ઈ. સ. ૪૮૫ માં આવ્યો. તે રાજા બળવાન અને ભકિતમાન હતો. તેણે નાલંદના બૌદ્ધવિશ્વવિદ્યાલયને ઘણો આશ્રય આપ્યો અને પોતાના દરબારમાં વિદ્વાન પંડિતોને બોલાવી તત્ત્વજ્ઞાનનો વિચાર કર્યો. ઈ. સ. ૪૯૫ માં હુણ લોકોએ માળવાનો પ્રાંત ગુપ્ત રાજા પાસેથી જીત્યો અને પંજાબ અને મધ્ય હિંદના સ્થાનિક રાજાઓની તેમની તરફ વફાદારી મેળવી. આ બાલાદિત્યે મધ્યહિંદના યશોધર્મન્ વિગેરે રાજાઓની મદદથી મિહિરકુલ નામના હુણ રાજાને હરાવી નસાડી મૂકયો; ઇ. સ. ૫૨૮. બાલાદિત્ય ઈ. સ. ૫૩૦ માં મરણ પામ્યો અને તેની પછી ગુપ્ત રાજાઓના તાબામાં મગધની આસપાસ થોડોક પ્રદેશ રહ્યો અને ગુપ્ત રાજ્યની પડતી થઈ. બાલાદિત્ય પછી લગભગ બાર ગુપ્ત રાજાઓએ ઈ. સ. ના આઠમા સૈકા સુધી મગધની ગાદી ઉપર રાજ્ય કર્યું પરંતુ તે ઈતિહાસ અગત્યનો નથી.

---

* "The later issues of Skandagupta's *Suvarnas* show a decline in the amount of pure gold from 108 to 73 grains ":–E. B. Havell's Early History of India p. 174.

**ગુપ્ત સમયનું સિંહાવલોકન:—(૧) સાહિત્ય અને વિજ્ઞાન:**—ગુપ્ત સમયને ઉત્તર હિંદનો સોનેરી યુગ ગણવામાં આવે છે. આ વખતે સંસ્કૃત ભાષાનો પુનરોદ્ધાર થયો અને તેમાં અનેક પુસ્તકો લખાયાં. મહાન્ નાટકકાર અને કવિ કાલિદાસ આ વખતમાં થઇ ગયો; તેણે ઋતુસંહાર, મેઘદૂત, રઘુવંશ, કુમારસંભવ વિગેરે કાવ્યો તથા શાકુંતલ, વિક્રમોર્વશીય અને માલવિકાગ્નિમિત્ર વિગેરે નાટકો સંસ્કૃતમાં રચ્યાં; કાલિદાસના સમકાલીન ભારવિ કવિએ કિરાતાર્જુનીય નામનું કાવ્ય આ વખતમાં રચ્યું. આ ઉપરાંત મૃચ્છકટિકા અને મુદ્રારાક્ષસ નામનાં નાટકો પણ રચાયાં. વાયુ પુરાણ, વિષ્ણુ પુરાણ વિગેરે પુરાણો તથા હાલની મનુસ્મૃતિ અને રામાયણ તથા મહાભારતની પુનરાવૃત્તિ પણ આ સમયે થઇ.*

વિજ્ઞાનશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના પ્રખ્યાત ઉસ્તાદો વરાહમિહિર અને આર્યભટ્ટ પણ આ વખતમાં થયા. આર્યભટ્ટે ખગોળવિદ્યાનું મ્હોટું પુસ્તક રચ્યું અને તેની અંદર તેણે પૃથ્વીનું તેની ધરીની આસપાસ ફરવું, સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ, સૂર્યની બાર રાશિઓ વિગેરે બાબતો ઉપર ઉહાપોહ કર્યો. વરાહમિહિરે ખગોળવિદ્યાના અઢાર સિદ્ધાંતોમાંનાં પાંચ સિદ્ધાંતોની§ પુનર્ઘટના કરી અને બૃહત્સંહિતા નામનો ગ્રંથ રચ્યો,

---

* Dr. R. G. Bhandarkar in his History of Sanskrit Literature says that, "The Gupta period was distinguished by a general *literary impulse*, the effects of which were visible in poetry, as well as in law books and many other forms of literature."

§ પાંચ સિદ્ધાંતો:-પરાશર, ગાર્ગ, સૂર્ય, પુલિસ અને બ્રહ્મ.

જેની અંદર ખગોળવિદ્યા, વરસાદ, ધરતીકંપ, શિલ્પશાસ્ત્ર, હીરામાણેક, પ્રાણિવિદ્યા વિગેરે વિષયોની સંપૂર્ણ ચર્ચા કરી.

અમરે પદ્યમાં સંસ્કૃત અમરકોષ બનાવ્યો. ધન્વંતરિ વૈદ્ય તથા વરરૂચિ નામના વ્યાકરણ શાસ્ત્રી પણ આ સમયે થયા. ચરક અને સુશ્રુતના આયુર્વેદના તથા શસ્ત્રવિદ્યાના ગ્રંથો પણ આ સમયે રચાયાં હોય તેમ લાગે છે.¶

(૨) શિલ્પ, ચિત્ર અને કોતર કલાઓ:—આ ત્રણે કલાઓનો આ સમયે ઘણો સારો વિકાસ થયો હતો. આ કલાઓના સ્મરણ ચિન્હો હજુ પણ હિંદુસ્થાનમાં કોઈ કોઈ સ્થળે મળી આવે છે: દાખલા તરીકે એલોરાની ગુફાઓનું વિશ્વકર્મા ચૈત્ય ગૃહ, અજંતાની ગુફાનાં સુંદર ચિત્રો અને

¶ "Progress was also made in the study of medical science. When Alexander the Great came to India, the Greeks found the Hindus skilled in the treatment of diseases which defied the skill of their own doctors. The two standard works on Hindu medicine & surgery, those of Charaka & Susruta, were compiled in this age. Various chemical processes were known to the Hindus; oxides, sulphates, & sulphurets of various metals were prepared, and metallic drugs administered internally in India a long before the Arabs borrowed the practice from this country & introduced it in Europe in the Middle Ages. The earliest Arabian writers on medicine mention ચરક by name in their works & in the 8th century the celebrated Haroun–al–Raschid of Bagdad retained two Hindu physicians in his Court.":–See "Civilization in India" by R. C. Dutt.

સિંહલદ્વીપમાં શ્રીગિરીયના ચિત્રકામો આ સમયની કલાઓના ઉત્તમ નમુનાઓ છે. આ વખતના સમુદ્રગુપ્ત અને ચંદ્રગુપ્ત (૨) ના શિક્કાઓમાં પણ ઘણુંજ નકશીકામ કરેલું છે. નગ્નજિતે કલાશાસ્ત્ર નામનું પુસ્તક આ સમયમાં રચ્યું છે એમ કહેવાય છે; આ સિવાય કળાશાસ્ત્રને લગતાં અન્ય પુસ્તકો નાશ પામ્યાં હોય એમ જણાય છે.

**(૩) હિંદુધર્મ અને મનુસ્મૃતિ શાસ્ત્ર:**—મહાન્ અશોકના સમયથી લગભગ એક હજાર વર્ષ સુધી હિંદમાં બૌદ્ધ અને બ્રાહ્મણધર્મો સાથે સાથે પ્રચલિત હતા અને કોઈ પણ જાતના એક બીજા તરફથી ઉપદ્રવ વિના બન્ને ધર્મોના લોકો મૈત્રીભાવથી રહેતા હતા. ઘણું કરીને ઉંચા વર્ગના અને વિદ્વાન લોકો વૈદિક ક્રિયાઓ કરતા અને જ્ઞાતિબંધનમાં માનતા અને બાકીનો જનસમૂહ બૌદ્ધ ધર્મના સર્વ સામાન્ય સિદ્ધાંતો અને નિયમોને અનુસરતો. આને લીધે બ્રાહ્મણધર્મ ઉપર અસર થઈ અને કેટલાક લૌકિક સિદ્ધાંતો તેમાં દાખલ થયાં.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વિગેરેને પાળવાના નિયમો વિષે મનુસ્મૃતિમાં વિગતવાર માહિતી આપેલી છે. બધી સ્મૃતિઓમાં તે સર્વદેશીય અને અગત્યનો ગ્રંથ છે; તેના બાર ભાગ છે અને હાલના 'હિંદુ લૉ' ને લગતા દિવાની અને ફોજદારી કાયદાઓના પાયારૂપ છે. ધાર્મિક ક્રિયાઓની બાબતમાં મનુ વૈદિક ક્રિયાઓ અને યજ્ઞોની પ્રશંસા કરે છે અને મૂર્તિઓ, મંદિરો અને મંદિરના પૂજારીઓને વખોડે છે.

**(૪) આ સમયનું હિંદુઓનું વ્યાપાર વાણિજ્ય અને પરદેશ ગમન:**—આ સમયે રાતા સમુદ્રની મારફત આલેક્ઝાંડ્રિઆ બંદરે થઈ હિંદનો વેપાર યુરોપના તથા બીજા

પશ્ચિમના દેશો સાથે ધમધોકાર ચાલતો. રોમના વહાણો દક્ષિણ હિંદના બંદરો સાથે વેપાર કરતા અને આને લીધે કોઈમ્બટુર અને મદુરા જીલ્લાઓમાં રોમન શિક્કાઓ મળી આવે છે. દક્ષિણ હિંદના પ્રદેશો રોમન સામ્રાજ્યને મરી, તેજાનો, સુગંધી અત્તરો, હાથીદાંત, ઝીણું મલમલ, હીરા-માણેક વિગેરે ચીજો પૂરી પાડતા અને હિંદના બીજા ભાગો-માંથી રેશમી વસ્ત્રો મ્હોટા જથ્થામાં પશ્ચિમના દેશોમાં નિકાશ કરવામાં આવતા. સિંધુ નદીના મુખ આગળ બાર-બેરિક નામનું મ્હોટું બંદર હતું અને ત્યાંના બંદરેથી રેશમ, ગુંદર, ગળી, રૂ ના વસ્ત્રો, હીરામાણેક, પરવાળાં અને નીલમ પશ્ચિમ તરફના દેશો તરફ નિકાશ કરવામાં આવતાં. સૌરાષ્ટ્રમાં અનાજ અને રૂ બહુ પાકતું અને પશ્ચિમ હિંદનાં મ્હોટા બંદર ભરૂચથી પિત્તળ, કલાઈ, સીસું, કાચ, સોનું અને રૂપું હિંદમાં આયાત થતું અને જવાહિર, ચિનાઈ માટી, મલમલ અને બીજું રૂનું કાપડ, સુગંધીવાળા તેલો, હાથીદાંત, મરી, તેજાનો અને રેશમ નિકાશ થતું. દક્ષિણના કિનારા પર સિંહલદ્વીપ સુધીમાં બીજાં પણ અનેક બંદરો હતાં.*

પ્રખ્યાત રોમન લેખક પ્લિની પોતાના ગ્રંથની અંદર હિંદના ગળી અને કોવિદારનાં† લાકડાંનાં ઘણાં વખાણ કરે છે. તે લખે છે કે હિંદમાં આદુ અને મરી પુષ્કળ જથ્થામાં થાય છે અને ત્યાંના હિરામાણેક અને મોતી ઘણાંજ પાણીદાર હોય છે. પ્રખ્યાત ખગોળ અને ભૂગોળવેત્તા ટોલેમી પણ તેજ પ્રમાણે હિંદની પ્રશંસા કરે છે.

* ઉપરનું વર્ણન ગ્રીક ગ્રંથ ‘ પેરીપ્લસ ’ ના આધારે લીધેલું છે.

† Ebony.

પૂર્વના દેશોની સાથેનો બધો વેપાર હિંદુઓ પોતાની જાતેજ કરતા. પૂર્વ હિંદનાં તામ્રલિપ્તિ અને બીજાં બંદરોથી તેઓ સિંહલદ્વીપ અને જાવા સુધી જતા. હિંદુ લોકોનાં સંસ્થાનો અહીં અને બીજા પૂર્વના ટાપુઓમાં સ્થાપવામાં આવ્યા હતા. આ પ્રમાણે હિંદુધર્મ અને રીતરિવાજ આ પ્રદેશોમાં પ્રસર્યા અને હજુ પણ જાવા અને બીજા ટાપુઓમાં હિંદુ દેવોની મૂર્તિઓ મળી આવે છે.

**ચીનના મુસાફર ફા હિયને ઇ. સ. ના પાંચમાં સૈકાનાં હિંદનું કરેલું વર્ણન:**—તેણે હિંદમાં બૌદ્ધ ધર્મશાસ્ત્રોના પુસ્તકોની નકલો લખવામાં તથા બુદ્ધની પ્રતિમાઓ વિગેરે ચીજો ભેગી કરવામાં છ વર્ષ ગાળ્યાં. તે લખે છે કે હિંદના ઘણાખરા લોકોએ બૌદ્ધધર્મની ક્રિયાઓ તથા નિયમો અંગીકાર કર્યા હતા, અને બૌદ્ધ દેવળો અને વિહારોની સાથે સાથે હિંદુ મંદિરો પણ ઘણી સંખ્યામાં હૈયાત હતાં. બંને ધર્મોના અનુયાયિઓ વચ્ચે કંઈ દુશ્મનાવટ જેવું હતું નહિ. એકજ ગામના બલ્કે એકજ કુટુંબના માણસો જુદા જુદા પંથો પાળતા; પરંતુ સલાહ શાંતિથી સાથે સાથે રહેતા. ધર્મને બ્હાને કોઈ પણ રીતની હેરાનગતિ ભાગ્યેજ કરવામાં આવતી. જમના નદીના તટ ઉપર મથુરા પાસે વીશ વિહારો હતા અને તેમાં આશરે ત્રણ હજાર બૌદ્ધ સાધુઓ રહેતા; ગંગા નદીને કિનારે પાટલીપુત્ર નજીક વાર્ષિક બૌદ્ધ મહોત્સવો ઉજવાતા. દરેક વર્ષે બીજા મહિનાના આઠમે દિવસે મૂર્તિઓને બૌદ્ધ દેવળના આકારની ચાર પૈડાવાળી એક ગાડીમાં બેસાડી આખા ગામમાં વરઘોડામાં ફેરવવામાં આવતી હતી. આ વખતે ગાયન, રમત વિગેરે કરવામાં આવતાં. ગામની અંદર રાત્રે

બધા લોકો રોશની કરતા અને ધાર્મિક બલિદાન, પુષ્પ, ધૂપ વિગેરે ચીજો દેવોને અર્પણ કરતા. આ મહોત્સવની અંદર બૌદ્ધધર્મના તથા બ્રાહ્મણધર્મના અને અન્ય ધર્મના માણસો પણ ઘણાજ ઉત્સાહથી ભાગ લેતા હતા.

રાજ્યવ્યવસ્થા વિષે ફાહ્યિયન લખે છે કે 'લોકો ઘણા સુખી અને આબાદ છે; તેઓને કર ભરવાની કે અમલદારો તરફની કોઈ પણ જાતની હેરાનગતિ નથી; તેઓને તેઓના ઘરો રજીસ્ટર કરાવાં પડતાં નથી અને માજીસ્ટ્રેટોની અદાલતોમાં હાજર રહેવું પડતું નથી.' રાજ્યની આવક મુખ્યત્વે કરીને રાજાની ખેડાણ જમીનમાંથીજ પૂરી પડતી. જે લોકોને રાજ્યની જમીન ખેડવા માટે આપવામાં આવતી તે લોકો ઉપજનો અમુક ભાગ રાજાને આપતા; આ જમીનનો કબજો તેઓ ગમે તે વખતે છોડી શકતા. ન્યાયશાસન અશોકના સમય કરતાં ઘણુંજ સૌમ્ય હતું, કારણ કે ગુન્હાઓ માટે દંડની શિક્ષા થતી અને દેહાંત દંડની શિક્ષા ભાગ્યેજ કરવામાં આવતી હતી. જો કોઈ માણસ વારંવાર હુલ્લડ કરવામાં ભાગ લેતો તો તેનો જમણો હાથ કાપી નાંખવામાં આવતો હતો. આખા દેશની અંદર ચાંડાલ સિવાય બીજા લોકો જીવહિંસા કરતા નહિ, મદ્યપાન પણ કરતા નહિ તેમજ લસણ અને કાંદા પણ ખાતા નહિ.

અમીરો અને ગૃહસ્થોએ પાટલીપુત્રમાં ઈસ્પીતાલો સ્થાપ્યા હતાં; આ ઈસ્પીતાલોમાં ગરીબ, નિરાધાર, અશકત અને રોગીઓની સારી રીતે સંભાળ લેવાતી અને તેને માટે કોઇ પણ જાતની ફી લેવાતી નહિ.

---

# પ્રકરણ નવમું.

## પુરાણનો સમય.

(ઈ. સ. ૫૦૦-૮૦૦.)



### (अ) મહારાજા હર્ષનો સમય.-

(ઈ. સ. ૬૦૬ થી ૬૪૭.)

પ્રથમ જણાવ્યા પ્રમાણે ગુપ્તવંશનો અંત જો કે ઈ. સ. ના આઠમા સૈકામાં આવ્યો છતાં છઠ્ઠા સૈકાની શરૂઆતથી તે વંશનો ઇતિહાસ આકર્ષક નથી. હુણ લોકોનાં આક્રમણોથી હિંદની અંદર રાજ્યકીય અવ્યવસ્થા થઇ અને ગુપ્ત સામ્રાજ્યમાંથી પશ્ચિમ અને વાયવ્ય પ્રાંતો જુદા પડયાં; એમાંનાં કેટલાંક હુણ લોકોએ દબાવ્યા અને બાકીનાંને સિથિયન લોકો પચાવી પડયા. અંધાધુંધીને લીધે આર્યસંસ્કૃતિનું મધ્યસ્થાન ઉત્તર હિંદને બદલે દક્ષિણ હિંદ થવા લાગ્યું.

છઠ્ઠા સૈકાના ઉત્તરાર્ધમાં કુરૂક્ષેત્રમાં આવેલાં થાણેશ્વરના રાજા પ્રભાકરવર્ધને તેના વિજયને લીધે ઘણી ખ્યાતિ સંપાદન કરી હતી; તેણે માલવ લોકોને, વાયવ્ય પ્રાંતમાં વસેલા હુણ લોકોને, અને પંજાબમાં આવેલા ગુર્જર લોકો*ને હરાવ્યા હતા. એમ કહેવાય છે કે આ બધી મહત્વાકાંક્ષાનું મૂળ તેની મા હતી. તે ગુપ્તવંશના રાજાની પુત્રી હતી અને

* આ ગુર્જર લોકો હાલના પંજાબમાં આવેલા ગુજરાત અને ગુજરાનવાલા જીલ્લાઓમાં વસેલ હતા.

જેવું પ્રતાપી અને યશસ્વી ગુપ્ત સામ્રાજ્ય એક વખત હતું તેવું પોતાના રાજ્યને બનાવવા તે તેને અહર્નિશ ઉત્તેજન આપતી.

ઇ. સ. ૬૦૪ માં તેણે તેના જ્યેષ્ઠ પુત્ર રાજ્યવર્ધનને એક મ્હોટી સેના સાથે વાયવ્ય સરહદપર હુણ લોકોને હરાવવા મોકલ્યો; તેનાથી નાનો અને વધારે પ્રીય પુત્ર હર્ષ હતો. હર્ષ પણ તેના વડાભાઇની પાછળ પાછળ કેટલેક અંતરે ઘોડેસ્વાર સેના સાથે હતો. દુશ્મન ડુંગરાઓમાં ભરાવાથી રાજ્યવર્ધનને વિજય મેળવતાં ઘણો સમય લાગ્યો. હર્ષ આ વખતે પર્વતની તળેટીમાં આવેલા સુંદર અરણ્યોમાં મૃગયા કરતો અને પોતાનો સમય વ્યતીત કરતો.*

યુવાન હર્ષ જ્યારે આ પ્રમાણે મોજમઝાહથી પોતાનો કાળ નિર્ગમન કરતો હતો તેવામાં એકાએક પોતાના પિતાની ભયંકર માંદગીના સમાચાર સાંભળ્યા; હર્ષ ઘણીજ ત્વરાથી પાટનગરીમાં આવ્યો અને જોયું તો રાજાની સ્થિતિ ઘણીજ નિરાશાજનક માલુમ પડી. વ્યાધિએ ઘણું ભયંકર સ્વરૂપ પકડેલું હોવાથી પોતાનો જ્યેષ્ઠ ભાઇ પાછો ફરે તે પહેલાં તો પિતાનો કાળ થયો. રાજ્યદરબારના એક પક્ષે એવી સૂચના કરી કે હર્ષને રાજ્યાભિષેક કરવો; પરંતુ થોડાક વખતમાંજ રાજ્યવર્ધન પાછો ફર્યો અને રાજ્યગાદી ઉપર બેઠો.

રાજ્યગાદીએ બેઠા થોડાક સમય થયાં પછી માલવાના રાજાએ કનોજના રાજા ગૃહવર્માને હરાવી મારી નાંખ્યો અને તેની રાણી રાજ્યશ્રીને પોતાના રાજ્યમાં કારાગૃહમાં રાખીને

* આ વખતે હર્ષનું વય માત્ર પંદર વર્ષનું હતું.

તેણીની સાથે ઘણી ઘાતકી વર્તણુક ચલાવી. રાજ્યશ્રી રાજ્યવર્ધનની બ્હેન હતી તેથી તે દશ હજાર ઘોડેસ્વાર લશ્કર સાથે માલવા ગયો; તેણે માલવાના રાજાને હરાવ્યો; પરંતુ મૈત્રીનું વચન આપી પાછળથી માલવાના રાજાના મિત્ર બંગાળાના રાજા સશાંકે રાજ્યવર્ધનનો ઘાત કરાવ્યો, અને તેની બ્હેન રાજ્યશ્રી વિંધ્યાચળ પર્વતના જંગલોમાં આશ્રય માટે નાશી છૂટી.

**હર્ષનું રાજ્યારોહણ:**—રાજ્યવર્ધનનો કુમાર ઘણો નાનો હોવાથી તથા રાજ્યમાં બરાબર વ્યવસ્થા નહિ રહેવાથી રાજ્યસભાએ હર્ષને રાજ્ય સોંપવું એવો નિશ્ચય કર્યો ઈ. સ. ૬૦૬.

હર્ષનું પહેલું કાર્ય પોતાના ભાઈનો ઘાત કરનારને શિક્ષા કરવાનું તથા પોતાની વિધવા બ્હેન રાજ્યશ્રીને શોધી કાઢવાનું હતું. પહેલાં તો તેણે તેની બ્હેનની શોધ વિંધ્યાચળમાં કરાવી અને તેના પરિચારકો બરાબર વખતસર તેણીને શોધવામાં ફળીભૂત થયા; કારણ કે રાજ્યશ્રી તથા તેણીની દાસીઓને બચવાની કોઈપણ બારી નહિ સુઝવાથી અંતે નિરાશ થઈ તેઓએ બળી મરવાનો નિશ્ચય કર્યો હતો. જ્યારે તેઓ બળી મરવાની તૈયારીમાં હતા તેવામાંજ હર્ષ પોતાના સેવકો સાથે દૈવયોગે પહોંચ્યો. આ પછી સશાંકની સાથે યુદ્ધ કરી તેને હરાવ્યો.

પોતાની બ્હેનને આ પ્રમાણે પાછી મેળવ્યા પછી હર્ષને રાજ્યભારની ચિંતા કંઈક ઓછી જણાઈ; કારણ કે રાજ્યશ્રી ઘણી વિદ્વાન સ્ત્રી હતી અને બૌદ્ધ તત્ત્વજ્ઞાનમાં કુશળ હતી.*

---

* "Rajyashri was a lady of exceptional intelligence & learned in the doctrines of Buddhism."-

હર્ષે હવે પોતાની બધી શક્તિ લડાઈની અંદર વિજય મેળવવામાં અને હિંદને એક છત્ર નીચે લાવવામાં વાપરવા નિશ્ચય કર્યો; તેની પાસે ૫૦૦૦ હાથી, ૫૦૦૦૦ પાયદળ અને ૨૦૦૦૦ હયદળનું લશ્કર હતું.

આવી પ્રબળ અને ચતુરંગી સેનાની સાહાય્યથી મહારાજા હર્ષે બધો ઉત્તર હિંદ સર કરવાનો નિશ્ચય કર્યો.† યુદ્ધ પ્રવૃત્તિ લગભગ છ વર્ષ ચાલુ રહી અને તે મુદત દરમ્યાન ઉત્તર હિંદનો મોટો ભાગ તેના છત્ર તળે આવ્યો અને યુદ્ધ સામગ્રી તેણે એટલી બધી વધારી કે તેની પાસે લગભગ ૬૦,૦૦૦ હાથી અને ૧૦૦,૦૦૦ ઘોડેસ્વાર લશ્કર હતું. આ પછી તેણે પાંત્રીશ વર્ષ રાજ્ય કર્યું અને તે સમય તેણે તેના વિસ્તીર્ણ સામ્રાજ્યને વ્યવસ્થિત કરવામાં ગાળ્યો. તેની છેલ્લી ચઢાઈ ઈ. સ. ૬૪૩ માં બંગાળાના ઉપસાગરના કિનારે વસતા ગંજામના બળવાન લોકો ઉપર થઈ હતી.

પાંત્રીશ વર્ષની વિજયી કારકીર્દિમાં એક વાર તેની દક્ષિણની ચઢાઈમાં તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. ઈ. સ. ૬૨૦ માં ચાલુકય વંશનો મહાન્ રાજા **પુલકેશીન-બીજો** દક્ષિણમાં રાજ્ય કરતો હતો અને **હર્ષ** જેમ ઉત્તર હિંદનો અધીશ્વર

---

V. A. Smith p. 339. *E. B. Havell* also agrees with this view, and says that 'His sister is said to have assisted him in the administration of the empire'.

† The Chinese pilgrim Hiuen Tsang says, 'Harsha went from east to west subduing all who were not obedient; the elephants were not unharnessed, nor the soldiers unhelmeted.'

હતો તેમ પુલકેશીન દક્ષિણમાં હતો. આ બળવાન પ્રતિસ્પર્ધીનું અસ્તિત્વ હર્ષને રૂચ્યું નહિ તેથી તેને વશ કરવા પોતાની મ્હોટી સેના અને ઉત્તમ સુભટો સાથે જાતે નિકળ્યો; પરંતુ તેની બધી યોજના નિષ્ફળ ગઇ. દક્ષિણના રાજાએ નર્મદા નદી ઉપર આવેલા બધા માર્ગો એટલા સુદૃઢ અને સુરક્ષિત કર્યા કે હર્ષને પાછા ફરવા સિવાય એકે રસ્તો ન રહ્યો અને નર્મદા નદીને પોતાના રાજ્યની દક્ષિણ સીમા તરીકે અંગીકાર કરવાની તેને જરૂર પડી.

હર્ષનો બીજો વિગ્રહ સૌરાષ્ટ્રમાં આવેલા **વલ્લભીપૂર**ના* રાજા સાથે થયો. તેણે વલ્લભીના રાજા ધ્રુવસેનને હરાવ્યો અને આણંદપૂર, કચ્છ, સૌરાષ્ટ્ર વિગેરેને રક્ષિત રાજ્યો તરીકે પોતાના સામ્રાજ્યમાં દાખલ કર્યાં.

**હર્ષનાં રાજ્યનો વિસ્તાર:**—હર્ષનાં છત્ર તળે નેપાળ, હિમાલય અને નર્મદા નદી વચ્ચેનો પ્રદેશ, તથા માલવા, ગુજરાત અને સૌરાષ્ટ્ર હતાં. આ ઉપરાંત આસામનો રાજા તેને ચક્રવર્તી તરીકે ગણતો.

આવાં મ્હોટા વિસ્તીર્ણ રાજ્યની વ્યવસ્થા માટે હર્ષે રાજ્યના અમલદારો કરતાં પોતાની જાતિ દેખરેખ અને અથાગ શ્રમ ઉપર વિશ્વાસ રાખ્યો. વર્ષાઋતુ સિવાયના આઠ માસ કાયમ પોતાની છાવણી સાથે સામ્રાજ્યમાં ફરતો; ગુન્હેગારોને દંડતો.

---

* આ '**વલ્લભીપૂર**' તે હાલનું કાઠિયાવાડમાં આવેલું '**વળા**'; હજુ પણ વલ્લભીપૂરનાં જુનાં ખંડિયેરો ત્યાં આગળ માલુમ પડે છે. વલ્લભી રાજાઓએ બૌદ્ધ ધર્મને ઘણું ઉત્તેજન આપ્યું હતું. સિંધના આરબોએ તે વંશનો નાશ ઈ. સ. ૭૭૦ માં કર્યો.

અને ગુણીજનની ઘણી પ્રશંસા કરી ઈનામથી સંતોષતો. મોગલ શહેનશાહના જેવા દબદબા ભરેલા અને વિલાસયુક્ત રસાલા સાથે નિકળી તે બિચારી રૈયતને ભારરૂપ ન થતો; પરંતુ સાદાઈમાંજ સંતોષ માનતો †

**આંતરિક રાજ્ય વ્યવસ્થાઃ**—ફાહિયનની પછી આ વખતે હુએન સાંગ કરીને બીજો બૌદ્ધ ચીનો હિંદમાં બૌદ્ધ-ધર્મનાં પુસ્તકોની શોધમાં હિંદમાં આવ્યો હતો; તેને હિંદની આંતરિક રાજ્યવ્યવસ્થા ઘણીજ સૌમ્ય અને ઉંચા પ્રકારની લાગી. રાજ્યની આવક મુખ્યત્વે કરીને રાજ્યભાગમાં આવેલી જમીનની મ્હેસુલની હતી; રાજાની જમીન ખેડનારને ઉત્પન્નનો છઠ્ઠો ભાગ રાજ્યભાગ તરીકે આપવો પડતો. રાજ્યના અમલ-દારોને પણ પગારને બદલે જમીન આપવામાં આવતી; લોકો પાસે વેઠે કામ કરાવવામાં આવતું નહિ અને જો કોઈની પાસે તેની મરજી વિરૂદ્ધ રાજ્યને માટે કામ કરાવવામાં આવતું તો તેને તેનાં મહેનતાણાના પૂરા પૈસા મળતા; રૈયત ઉપર કરનો બોજો ઘણો ઓછો હતો અને ભેદભાવ વિના દરેક ધાર્મિક સંસ્થાને ઉદારતાથી રાજા બક્ષિસો દાન તરીકે આપતો.*

---

† "Luxurious tents, such as were used by the Moghul emperors and still form the movable habitations of high Anglo-Indian officials, had not then been invented, and Harsha was obliged to be content with a 'travelling place' made of boughs and reeds, which was erected at each halting place ................."

જુઓઃ-Beal, Records, ii, 193.

* 'Taxes are light, the royal revenues being chiefly derived from the leasing of Crown lands.

મ્હોટા ગુન્હાઓ ભાગ્યેજ થતા; સામાન્ય ગુન્હાઓ માટે કારાગૃહની શિક્ષા થતી; પરંતુ ભયંકર ગુન્હાઓ માટે હાથ, નાક, કાન અથવા પગ કાપી નાંખવામાં આવતાં; છેક નાના ગુન્હાઓ માટે દંડ કરવામાં આવતો. આ સિવાય બાકીની રાજ્યવ્યવસ્થા લગભગ ચંદ્રગુપ્તના જેવીજ હતી.

સરહદના રક્ષણ માટે તથા આજ્ઞા ઉલ્લંઘનાર રાજાને દંડવાને લશ્કર હંમેશાં તત્પર રહેતું; લશ્કર જરૂર જેટલુંજ રાખવામાં આવતું અને તેમાં દાખલ થવાનું ઐચ્છિક હતું એટલે ક્ષત્રિય સિવાય બીજી કોમો પણ દાખલ થતી.

**હર્ષના જાહેર જીવનનો હુએન સાંગે આપેલો હેવાલ:-** રાજા તરીકેની પોતાની ફરજ બજાવવામાં હર્ષ અથાગ મહેનત લેતો; પોતાના પ્રધાનો અને ખંડીયા રાજાઓને ઉત્તમ દાખલો બેસાડતો અને સત્કાર્યમાં ઉત્સાહ ધરાવતા લોકોને અનુગ્રહ કરતો. અશોકની જેમ ભોજનાર્થે પ્રાણીહિંસા કરવાનો તેણે નિષેધ કર્યો અને બૌદ્ધ ચૈત્યો, મઠો, મુસાફરોને માટે વિશ્રામ

---

Families are not registered and individuals are not subject to forced labour contributions. Of the royal land there is a fourfold division; one part is for the expenses of government and State worship; one for the endowment of great public servants; one to reward high intellectual eminence; and one for acquiring religious merit by gifts to various sects............, forced service being sparingly used, .................Tradesmen go to & fro bartering their merchandise after paying light duties.'

જુઓ:- Watters' translation of Hiuen-Tsang's Book, Vol. i, p. 176.

સ્થાનો વિગેરે લોકોપયોગી સંસ્થાઓ બંધાવવામાં પોતાની શક્તિ અને ધન વાપરતો. બધા ધાર્મિક પંથના ઉપાસકોને ઉદારતાથી દાન કરતો. રાજાના રસોડે દરરોજ એક હજાર બૌદ્ધ સાધુઓ અને પાંચસો બ્રાહ્મણો જમતા. પોતાના રાજ્યભુવનને તથા વિહારોને વિધવિધ જાતની કળાઓના નમુનાઓથી શણગારવાનો હર્ષને બહુ શોખ હતો. જેવી રીતે રાજ્યાધિકારીઓ ઉપર સખત અંકુશ રાખતો તેવીજ રીતે બૌદ્ધ સંઘના કામો પર પણ પોતાની સાવધાન આંખ રાખતો. બૌદ્ધ ધર્મની પંચવર્ષીય મહાસભાને નિયમિત બોલાવતો અને તે વખતને એક મહોત્સવ તરીકે ઉજવતો; વળી પ્રતિવર્ષ બૌદ્ધ સંઘને ધર્મશાસ્ત્રની વિચારણા અને પરીક્ષાને માટે આમંત્રણ કરતો; આ વખતે નીતિ અને બુદ્ધિવાન માણસોને ઈનામ આપતો અને સંઘના નિયમોનો ભંગ કરનારને શિક્ષા કરતો.

**કેળવણી અને સાહિત્ય:**—હર્ષના સમયમાં કેળવણીનો બોહોળો પ્રચાર થયો હતો; ખાસ કરીને બ્રાહ્મણો અને બૌદ્ધ સાધુઓ ઘણા વિદ્વાન હતા અને વિદ્યાને રાજ્ય તરફથી ઘણું માન મળતું. મહારાજા હર્ષ વિદ્યાનો ઉદાર આશ્રયદાતા હતો એટલુંજ નહિ પણ પોતે એક પ્રખ્યાત ગ્રંથકાર* હતો. કનોજના પાટનગરમાં દેશદેશના તત્ત્વવેત્તાઓ, કવિઓ, નાટકકારો, ચિત્રકળા જાણનારાઓ વિગેરે રાજાના આશ્રય માટે આવતા હતા. હર્ષે એક આદર્શ હિંદુ રાજાને લાયક વિદ્યા અને કળા સંપાદન કર્યા હતા તેથી આ બધામાં રસ લેઈ શકતો.

---

* આ ઉપરાંત **હર્ષ**ની લેખન કળા ઘણી સુશોભિત હતી. તેના નમુના માટે જુઓ:– V. A. Smith's Early History of India ( 2nd edition ) page 342.

હર્ષ ઉત્તમ કોટિનો એક કવિ હતો અને તેનાં કાવ્યો આર્યાવર્તમાં એટલાં બધાં લોકપ્રિય થયાં કે વાદિત્રો સાથે ગવાવા લાગ્યાં. તેણે **નાગાનંદ**, **રત્નાવલિ** અને **પ્રિયદર્શિકા** નામનાં ત્રણ સંસ્કૃત નાટકો રચ્યાં; આ નાટકો સંસ્કૃત ભાષામાં ઉત્તમ ગ્રંથો ગણાય છે. આ ઉપરાંત તેણે સંસ્કૃત ભાષાનું વ્યાકરણ તથા કેટલાંક કાવ્યો રચ્યાં છે. જો કે બૌદ્ધ ધર્મના વિદ્વાનોને ખાસ કરીને **હર્ષ** આશ્રય આપતો છતાં તેણે બીજા ધર્મના વિદ્વાનોની ઉપેક્ષા કરી નથી; તેના રાજ્ય દરબારના વિદ્વાનોના ભૂષણરૂપ કવિ **બાણ** બ્રાહ્મણ હતા. આ કવિ **બાણે** **હર્ષ ચરિત્ર** નામનું એક પુસ્તક લખ્યું છે જેની અંદર હર્ષની અનેક રીતે પ્રશંસા કરી છે.

આ ઉપરાંત હર્ષના સમયમાં બીજાં પણ અનેક પુસ્તકો રચાયાં; દણ્ડિને **દશકુમાર ચરિત** નામનું પુસ્તક રચ્યું; **બાણે** પ્રખ્યાત **કાદંબરી** લખી અને **સુબન્ધુએ** **વાસવદત્તા** નામનું નાટક લખ્યું; દક્ષિણ હિંદમાં **બૃહત્ કથા*** (કથા સરિત્ સાગર) નામનું વાર્તાનું પુસ્તક રચવામાં આવ્યું. શુદ્રક રાજાએ આ સમયના ઉજ્જનના લોકોનાં જીવન અને રીતરિવાજ વિષે સંપૂર્ણ ચિતાર આપતું **મૃચ્છકટિકા** નામનું પુસ્તક આ સમયે રચ્યું હોય તેમ લાગે છે.§ ભર્તૃહરિએ ઉત્તમ પ્રતિનાં **ભટ્ટિ-**

---

* આ **બૃહત્ કથા** ઈ. સ. ના સાતમા સૈકામાં દક્ષિણની પૈશાચી ભાષામાં લખાઇ હતી અને પાછળથી ઇ. સ. ના બારમા સૈકામાં સોમદેવ નામના કાશ્મિરી બ્રાહ્મણે તેનો સંસ્કૃતમાં અનુવાદ કરી તેને કથા સરિત્ સાગર નામ આપ્યું.

§ **મૃચ્છકટિકા** નાટકના સમય વિષે મતભેદ છે; કેટલાક ઇતિહાસકારો તેને **ગુપ્ત** સમયમાં મુકે છે અને કેટલાક હર્ષના સમયમાં લખાયેલું માને છે.

કાવ્ય અને શતકો આ સમયે બનાવ્યાં. વળી પંચતંત્રની પ્રખ્યાત બોધક વાર્તાઓનો આ સમયમાં જુદી જુદી પાશ્ચાત્ય ભાષાઓમાં અનુવાદ થયો હોય તેમ લાગે છે.*

હુએન સાંગ લખે છે કે હર્ષના સમયમાં પ્રજાકીય કેળવણીને માટે ઘણી સારી અને વ્યવસ્થિત યોજના હતી. આ વિષે E. B. Havell ના 'The History of Aryan Rule in India' માંથી અંગ્રેજીમાં ઉતારો કરૂં છું:—

'Hiuen-Tsang has much to say about educational matters, both with regard to popular instruction and the higher learning of the monasteries. Brahman and Buddhist teachers vied with each other in devotion to their duties. The brethren of the Buddhist Sangha often met together to sharpen their wits in intellectual contests and promote the moral aims of their Order. Those who most distinguished themselves by profound learning & dialectical skill were given precedence and special privileges – the highest being the honours accorded

* 'A collection of old tales, known as Panch--tantra, existed from olden times, and was translated into Persian in the sixth century, and then into Arabic, Greek and Latin. A Spanish translation first introduced these Indian fables into modern Europe, & for many centuries the juvenile population of Europe has been amused by these Indian tales presented in every European language'. Dutt's Ancient & Modern India pp. 61–62.

to royalty ................. *Learning, however, was not the monopoly of the Buddhist monks or Brahmans.* A man who delighted in wisdom could study diligently at home and be a monk or layman as he pleased.

*There was an organised system of popular education.* Children began by learning the alphabet and the Siddhi–astu ( a primer containing twelve chapters ). At seven years of age they passed on to the study of the 'Five Shastras' or sciences, beginning with grammar. The second Shastra was 'the science of arts and crafts', the third medical science, the fourth logic, and the fifth the principles of philosophy. *All these departments of knowledge formed a system of general education for laymen of all sects ......... Indian educationists of the 7th century A. D. seem to have devised a system of public instruction far superior to that of the present day.*

ઉપરના લખાણુથી આપણે જોઈ શકીએ છીએ કે સામાન્ય કેળવણી લગભગ સર્વને લભ્ય હતી અને તેમાં વ્યવહારમાં ઉપયોગી વિષયોનું જ્ઞાન આપવામાં આવતું હતું; વધારામાં વળી **હ્યુએનસાંગ તે સમયની શિક્ષણ પદ્ધતિ અને શિક્ષકોનાં ઉત્સાહ અને ખંતની ઘણી પ્રશંસા કરે છે.**
" Hiuen praises the earnestness and diligence of

the teachers.........They began by explaining the general meaning of the lesson; then they carefully analysed the details, point by point. *They inspired their pupils to exert themselves, and skilfully led them forward step by step. 'They instruct the inert and sharpen the dull.'* They took pains even with idle shirkers, doggedly repeating instruction until their disciples were fully qualified.*" વળી આગાડી જતાં હુએન કહે છે કે એક સ્થળેથી બીજે સ્થળે પરિભ્રમણ કરતા ભિક્ષુઓ અને સાધુઓ પણ પોતાનો કિંમતી ફાળો કેળવણીના કાર્યમાં આપતા:—" Hiuen Tsang gives high praise to the wandering Bhikkus or Sadhus, men deeply versed in antique wisdóm and possessing the culture accumulated by constant travel, who, though sometimes belonging to wealthy families, were cóntent to live a life of poverty apart from the world unmoved by honour or reproach.........Wandering continually from place to place, no fatigue was too great when an opportunity offered, of gaining knowledge or of using their own for helping others. Those who were famed for their wisdom were treated with the highest respect; but not even the hónours, which kings could bestow, tempted them to forsake the path of knówledge. The influence of these pious

* જુઓ Vol. i, p. 162, Watters' translation.

men must have been felt far beyond the borders of India, for they recognized no political barriers nor any distinctions of race." †

આ ઉપરાંત ઉચ્ચ કેળવણીને માટે પણ ઘણી ઉત્તમ વ્યવસ્થા હતી. બૌદ્ધ વિહારો ખરૂં જોતાં વિશ્વવિદ્યાલયો હતાં અને નાત, જાત અને દેશના ભેદ વિના બધાને માટે ખુલ્લાં હતાં; આમાંના કેટલાંક ખાસ કરીને એકજ શાસ્ત્ર ઉપર બહુ ધ્યાન આપતાં; દાખલા તરીકે **તક્ષશિલા** આયુર્વેદને માટે પંકાતું; **ઉજ્જન** ખગોળશાસ્ત્રના અભ્યાસ માટે; **નાલંદ***નું વિશ્વવિદ્યાલય ઘણું મ્હોટું હતું અને તે વેદ, આયુર્વેદ, ગણિતશાસ્ત્ર વિગેરે લગભગ **પચાશ** શાસ્ત્રોના અભ્યાસ માટે પંકાતું હતું. નાલંદની ખ્યાતિ દેશ દેશાંતરોમાં ફેલાઈ હતી જેથી ચીન, તિબેટ વિગેરે પરદેશના વિદ્યાર્થીઓ અભ્યાસને માટે ત્યાં આવતા અને ત્યાં દાખલ થવામાં મ્હોટું માન સમજતા.

---

† Ibid., Vol. i, pp. 160–162.

* એમ કહેવાય છે કે આ વિશ્વવિદ્યાલયની અંદર સંખ્યાબંધ ઓરડાઓ અને મંડપો હતા; તેની અંદર તરેહતરેહનાં કોતરકામ અને ચિત્રકામ હતાં; તેના ઉંચા મિનારાઓ ગગનને ભેદતા. આસપાસ મ્હોટું સુંદર ઉપવન હતું; અનેક આમ્રવૃક્ષો, સુંદર ચળકતાં લાલ પુષ્પવાળાં કનકવૃક્ષો, નીલકમળથી ભરપૂર સ્વચ્છ જળનાં તળાવો વિગેરે ફુલ અને ફળ ઝાડો તેની શોભામાં વૃદ્ધિ કરતાં. અંદર નિવાસ કરતાં મનુષ્યોની સંખ્યા લગભગ દશ હજારની હતી. રાજ્ય તરફથી એક સો ગામની આવક આ વિદ્યાલયની પાછળ ખર્ચાતી. સૌ કોઇને કેળવણી મફત આપવામાં આવતીઃ– See. E. B. Havell pp. 199–200.

**હર્ષનાં રાજ્યકીય જીવન ઉપર વિદ્વાનોની અસરઃ—** મહાન્ સમ્રાટ હર્ષ વિદ્યારસિક હોઇ તેના રાજ્યકીય જીવન ઉપર વિદ્વાનોએ ઘણી અસર કરી હોય તેમ જણાય છે. હૅવેલના અભિપ્રાય પ્રમાણે આ સમયમાં સાધારણ રીતે રાજ્યકીય અને સામાજીક જીવનમાં વિદ્વાનોનો મોભો ઘણો ઉંચો હતો; તે કહે છે કે "Another striking characteristic of Indian political life is the extraordinary deference shown by military rulers to the authorised exponents of national culture, the professional *pandits* Europeans are accustomed in modern times to the spectacle of a coterie of State professors employed in explaining & justifying every act of a dominant military caste. But these modern professors of *Kultur*, however great their personal intellectual influence may be, hold a strictly subordinate position in the whole social system and never dare to assert any authority beyond the narrow sphere allotted to them by the State...........; but there is no parallel in European history to the influence exercised by Indian philosophers in every grade of society, from the highest to the lowest, solely by reason of their superior intellectual qualities & personal virtues. The acknowledged champion in a great philosophical debate received public honours as great as the warrior could win by a victorious campaign. There could be no better proof that

*the ethics of State in ancient India were not entirely dictated by the sword, and that 'the humanities' had at least as high a place in national life as they hold in the civilization of modern Europe............ Judged by standards of culture, Indian civilization in the 7th century A. D. attained to a height which has not been exceeded by any other in ancient or modern times.*"–See 'Aryan Rule in India' pp. 207–8.

**હર્ષનો ધર્મ:**—શરૂઆતમાં હર્ષ સૂર્ય, શિવ અને બુદ્ધને પૂજતો પણ પાછળથી તેણે **હિનયાન** બૌદ્ધધર્મ અંગીકાર કર્યો હતો. અશોકની જેમ સાધુમય જીવન ગાળતો અને '**अहिंसा परमो धर्मः**' ના મંત્રને વ્યવહારમાં મૂકવા બનતો પ્રયત્ન કરતો; વળી મુસાફરો, ગરીબલોકો, અને માંદા માણસોને માટે આશ્રયસ્થાન અને ઇસ્પીતાલો સ્થાપતો; જુદા જુદા ધર્મના અનુયાયિઓને ધાર્મિક સંસ્થાઓ સ્થાપવામાં મદદ કરતો. તેના રાજ્યના ઉત્તરાર્ધમાં તેણે અસંખ્ય વિહારો અને પવિત્ર ગંગા નદીના બંને તટ ઉપર હજારો ચૈત્યો બંધાવ્યા.

હ્યુએન સાંગના ઉપદેશથી હર્ષનું પાછળથી **મહાયાન** બૌદ્ધધર્મ તરફ વલણ થયું. મહાયાનની ઉત્કૃષ્ટતા સાબિત કરવાને હર્ષે કનોજમાં બૌદ્ધધર્મીઓની મહાસભા બોલાવી ઈ. સ. ૬૪૪. આ મહાસભાની બેઠક વખતે મહારાજા હર્ષ પોતાના સામંતો તથા અઢાર ખંડિયા રાજાઓ સાથે હંમેશાં હાજર રહેતો આ સભામાં ત્રણ હજાર બ્રાહ્મણ અને જૈન પંડિતો, ચાર હજાર હિનયાન અને મહાયાન પક્ષના પ્રતિ-

નિધિઓ અને નાલંદ વિશ્વવિદ્યાલયના એક હજાર વિદ્યાર્થીઓ આવ્યા હતા. રાજાએ આ બધાનું સ્વાગત ઘણીજ ઉત્તમ રીતે કર્યું હતું. આ મહાસભામાં અનેક પ્રેક્ષકો પણ વાદ-વિવાદ સાંભળવા હાજર રહેતા. મહાસભાની બેઠકના આરંભને દિવસે બુદ્ધદેવની સોનાની મૂર્તિ રત્નજડિત અંબાડીમાં હાથી ઉપર બેસાડી મ્હોટા વરઘોડામાં ફેરવવામાં આવી: આ વખતે હર્ષે બુદ્ધદેવના એક પરિચારક તરીકેનું કામ કર્યું અને માર્ગમાં સોના મ્હોરો તથા રત્ન અને મોતિનું દાન કર્યું. ત્યાર પછી આ પવિત્ર મૂર્તિને કેટલીક ધાર્મિક ક્રિયાઓ કર્યા પછી, ખાસ તૈયાર કરેલા એક સિંહાસન ઉપર બેસાડવામાં આવી, અને સભાનું કામકાજ શરૂ થયું.

પંચવર્ષીય બૌદ્ધધર્મ મહોત્સવ વખતે હર્ષ બધા ધર્મના સાધુ, સંત તથા ગરીબ અને નિરાધાર લોકોને પુષ્કળ દાન આપતો અને તેઓને જમવાને માટે નોતરતો.* એમ કહેવાય છે કે પાંચ વર્ષમાં એકઠો કરેલો બધો ખજાનો દાનમાં ખર્ચતો; આ ઉપરાંત પોતાના વસ્ત્રાભૂષણો અને રાજ્યમુકુટ પણ અર્પણ કરી દેતો અને પછી પોતાની બ્હેન રાજ્યશ્રી પાસે સાદાં કપડાં માગી પહેરતો; અને રાજ્યનો ખજાનો ગરીબ, નિરાધાર અને સાધુસંતમાં વહેંચવાથી ઘણોજ આનંદ પામતો.‡

* "An imperial decree invited to the feast religious devotees of all sects, and all the poor and the needy in the 'Five Indies.'"

‡ "Then Harsha worshipped 'the Buddhas of ten regi*ons*,' rejoicing that his riches were no longer hidden in a solitary and impenetrable store-

**ઉપસંહાર:**—આ પ્રમાણે મહારાજા હર્ષે ચાલીસ વર્ષ રાજ્ય કર્યું અને એક મહાપુરૂષ તરીકે કીર્તિ સંપાદન કરી. તેનું અવસાન ઈ. સ. ૬૪૬ માં થયું. હર્ષનો શાક તેના રાજ્યારોહણથી એટલે ઈ. સ. ૬૦૬ થી શરૂ થયો અને શાકનું પ્રથમ વર્ષ ત્યારથી ગણાયું.

પોતાની હયાતી દરમ્યાન હર્ષે ચીન, તિબેટ વિગેરે દેશો સાથે મિત્રાચારીનો રાજ્યકીય સંબંધ રાખ્યો હતો અને તેણે પરરાજ્યમાં પોતાના એલચીઓ પણ રાખ્યા હતા.

હર્ષને પુત્ર ન હતો તેથી તેના મરણ પછી તેનું રાજ્ય છિન્ન ભિન્ન થઇ ગયું. પેગંબર મહમદનો ઈસ્લામધર્મ પણ બલુચિસ્થાન સુધી પહોંચ્યો હતો; ઈ. સ. ૬૪૬ માં આરબોએ સિંધ ઉપર સ્વારી કરી ત્યાંના રાજાને મારી નાંખ્યો અને ઈ. સ. ના આઠમાં સૈકા સુધીમાં તો ત્યાં કાયમને માટે તેઓએ વસાહત કરી.

---

house, but scattered broadcast on the 'field of divine merit.' ":–' Havell, ' pp. 204–206 & "Smith" pp. 350–351.

# પ્રકરણ દશમું.

## પુરાણનો સમય ( ચાલુ ).

(ઇ. સ. ૫૦૦–૮૦૦.)

(ब) ૧ પુરાણના સમયનો ઉત્તર ભાગ.
૨ રાજપુત રાજ્યોની સ્થાપના.
૩ ઇસ્લામનાં હિંદપર આક્રમણ.
૪ પ્રાચીન યુગનો અંત અને તમોયુગનો આરંભ.

**ઇ. સ. ના સાતમા સૈકાનું હુએનસાંગે આપેલું હિંદનું વર્ણન:—શિલાદિત્ય બીજાના§** સમયમાં આગલાં પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે હુએનસાંગ નામનો એક ચીનનો યાત્રાળુ હિંદમાં આવ્યો; તેણે હિંદ અને હિંદના લોકો વિષે સંપૂર્ણ અને આકર્ષક હેવાલ આપ્યો છે અને તે ઉપરથી આપણને તે વખતની કેટલીક જાણવા જેવી ઐતિહાસિક બાબતો મળી આવે છે. તે લખે છે કે **શિલાદિત્ય** (૨) ઉત્તર હિંદનો અધીશ્વર હતો અને શિલાદિત્યે ઉજવેલા બૌદ્ધ પંચવર્ષીય મહોત્સવ વખતે વસંત ઋતુના બીજા માસમાં તે કનોજમાં હાજર હતો. આ વખતે કનોજને મ્હોટા મ્હોટા મંડપો અને ધ્વજા પતાકાથી શણગારવામાં આવ્યું હતું. બુદ્ધની સોનાની મૂર્તિને એક મ્હોટા સુશોભિત રીતે શણગારેલા હાથી ઉપર બેસાડી નગરમાં ફેરવવામાં આવી હતી: આ વખતે **શિલાદિત્ય** ૫૦૦ હાથી સાથે મૂર્તિની ડાબી બાજુએ

---

§ હર્ષ અથતા હર્ષવર્ધન શિલાદિત્ય (બીજા) તરીકે ઓળખતો. જુઓ. V. A. Smith's 'Early History of India' p. 505.

ચાલતો હતો; અને બીજા ૫૦૦ હાથી સાથે આસામનો બ્રાહ્મણ રાજા કુમાર જમણી બાજુએ ચાલતો હતો; આ ઉપરાંત વરઘોડાના અગ્ર ભાગમાં ૧૦૦ હાથી ચાલતા. મોતી અને બીજી મૂલ્યવાન વસ્તુઓ, સુવર્ણ અને ચાંદીના ફુલો જમીન ઉપર વેરવામાં આવતાં અને મૂર્તિને સ્નાન કરાવ્યા પછી શિલાદિત્યે તેને પોતાના ખભા ઉપર ઉપાડી. બ્રાહ્મણ અને બૌદ્ધ શ્રમણોને આમંત્રણ કરી ઉત્તમ સન્માન કરવામાં આવ્યું હતું. આ વખતે પંડિતોએ ધાર્મિક પ્રશ્નોની ચર્ચા કરી હતી.

હુએન કહે છે કે જે જે રાજ્ય અને પ્રાંતની તેણે મુલાકાત લીધી હતી ત્યાં હિંદુઓ અને બૌદ્ધધર્મીઓ કોઈ પણ પ્રકારની દુશ્મનાવટ કે હેરાનગતિ વિના પાસે પાસે વસતા હતા અને બૌદ્ધ દેવળો અને વિહારો અને હિંદુધર્મના મંદિરો એક બીજાની પાસે પાસે અસ્તિત્વમાં હતાં. હરદ્વાર, પ્રયાગ અને કાશીમાં હિંદુધર્મ ઘણો પ્રબળ હતો અને ત્યાં અસંખ્ય હિંદુ દેવળો અને મૂર્તિઓ હતાં. મગધમાં આવેલું નાલંદ બૌદ્ધવિદ્યાનું મધ્યસ્થાન હતું અને ત્યાંથી વિદ્યાનો પ્રવાહ દૂર દેશોમાં ફેલાતો. બંગાળામાં પાંચ રાજ્યો હતાં; પહેલું પુંદ્ર અથવા ઉત્તર બંગાળાનું, બીજું કામરૂપ અથવા આસામનું, ત્રીજું સમતત અથવા પૂર્વ બંગાળાનું, ચોથું તામ્રલિપ્તિ અથવા દક્ષિણ બંગાળાનું, પાંચમું કર્ણસુવર્ણ અથવા પશ્ચિમ બંગાળાનું હતું. દક્ષિણમાં ચાલુક્ય રાજાઓનું બળવાન મરાઠા રાજ્ય હતું. વલ્લભી રાજાઓનું રાજ્ય ગુજરાતમાં વૃદ્ધિ પામતું હતું; આ રાજ્યના લોકો પાસે દરિઆ પારનો ઘણો વેપાર હોવાથી અઢળક નાણું હતું. "There are," says Houen Tsang, "some hundred families or so who possess a hundred lakhs. The

rare and valuable products of distant regions are stored here in great quantities."

હિંદુસ્થાનના લોકો વિષે હુએન નીચે પ્રમાણે કહે છે:– "તેઓ પ્રમાણિક અને ઉદારચિત્ત છે. ઘણી બાબતોમાં તેઓ નિષ્કપટી છે અને ન્યાય આપવામાં બહુ વિચારશીલ છે. મરણ પછીની જીંદગીને માટે તેઓ બહુ દરકાર કરે છે. તેઓ લુચ્ચા અને વિશ્વાસઘાતી નથી અને તેઓએ લીધેલી પ્રતિજ્ઞા અને આપેલાં વચન બરાબર પાળે છે."

હિંદુ રાજ્ય વ્યવસ્થા વિષે લખતાં કહે છે કે:— 'રાજાની જમીનના ચાર ભાગ પાડવામાં આવે છે;* કરનો બોજો ઘણો ઓછો છે. દરેક જણ પોતાનો ધંધો શાંતિથી કરે છે અને આજીવિકાને માટે બધા જમીન ખેડે છે. વેપારીઓ થોડોક કર આપી ગમે ત્યાં માલ લેઈ જઈ શકે છે. રાજાની જમીન ખેડનાર ઉપજનો છઠો ભાગ રાજ્યને આપે છે. વેઠે ઘણું થોડું કામ કરાવવામાં આવે છે અને જ્યારે જ્યારે કરાવવામાં આવે છે ત્યારે મહેનતનો પૂરતો બદલો આપવામાં આવે છે.'

**રાજા યશોવર્મા**:—મહારાજા હર્ષ પછી આઠમા સૈકામાં ઉત્તર હિંદમાં ચક્રવર્તી રાજા **યશોવર્મા** હતો. તેની રાજ્યધાની કનોજમાં હતી. આ સમયે ઉત્તરમાં આવેલું કાશ્મિરનું રાજ્ય ચઢતી કળા પામતું હતું. ઈ. સ. ૭૪૧ માં કાશ્મિરના રાજા **લલિતાદિત્ય મુક્તાપીડે** યશોવર્મા ઉપર ચઢાઈ કરી અને તેને હરાવી પદભ્રષ્ટ કર્યો અને તેની જીતના સ્મરણ ચિન્હ તરીકે કનોજના દરબારમાં રહેતા કવિ **ભવભૂતિને** કાશ્મિર

* જુઓ પ્રકરણ નવમું.

લેઇ ગયો. ઇતિહાસમાં કોઇ રાજા અથવા વિજેતાએ એક પંડિતને આટલું બધું માન આપ્યું હોય તેમ જણાતું નથી.

**સાહિત્યઃ**—છઠ્ઠા, સાતમા અને આઠમા સૈકાઓમાં જે મ્હોટા લેખકો થઈ ગયા તેમાંનો ભવભૂતિ છેલ્લો હતો. તે વિદર્ભ દેશ અથવા વરાડનો રહેવાસી હતો અને કનોજના રાજ્યદરબારમાં ઘણાજ માનનીય કવિ તરીકે ખ્યાતિ પામ્યો હતો. આ વખતે કનોજ હિંદુ વિદ્યા અને સંસ્કૃતિનું મધ્યસ્થળ હતું. તેના ત્રણ સંસ્કૃત નાટકો **માલતિ માધવ, મહાવીર ચરિત,** અને **ઉત્તર રામચરિત** હજુ પણ હિંદમાં વંચાય છે અને વખણાય છે; જો કે લાવણ્યતા અને સૌંદર્યમાં આ નાટકો કાલિદાસનાં નાટકો કરતાં ઉતરતાં છે, છતાં વર્ણનશક્તિ અને રસગાંભીર્યમાં ઘણાં ઉંચા પ્રકારનાં છે અને તે બાબતમાં કાલિદાસના નાટકો કરતાં ચઢે તેવાં છે. હિંદુધર્મના મહાન રક્ષક **શંકરાચાર્ય** આ વખતે થઈ ગયા અને તેમણે વેદ, ઉપનિષદો અને ગીતા ઉપર મ્હોટાં ભાષ્યો રચ્યાં. બૌદ્ધ ધર્મીઓ સાથે મ્હોટી સભાઓમાં ધાર્મિક વાદવિવાદ કરી તેઓએ બ્રાહ્મણધર્મનો ઉત્તર હિંદમાં પુનરોદ્ધાર કર્યો. તેમણે **सर्वमिदं खलु ब्रह्म***નો ઉપદેશ કર્યો અને બાકીનું બધું માયારૂપ છે એમ જાહેર કર્યું.

**હિંદુધર્મ અને બૌદ્ધધર્મની તેના ઉપર અસરઃ**—ઈ. સ. ના આઠમા સૈકા સુધીમાં બૌદ્ધધર્મની હિંદમાં સ્થાપના થયાને લગભગ બારસો વર્ષ થયાં હતાં અને આ સમય દરમ્યાન બૌદ્ધધર્મે હિંદુધર્મના ક્રિયાકાંડ ઉપર ઘણીજ અગત્યની અસર કરી હતી. જનસમૂહ બૌદ્ધધર્મીઓના ભવ્ય

---

* ‘ આ બધું ખરેખર ઇશ્વરમય છે.’

અને દબદબા ભરેલા વરઘોડાઓ અને ધાર્મિક ક્રિયાઓથી ઘણોજ આકર્ષાયો હતો અને તેથી ક્રમશઃ હિંદુ લોકોએ પણ તેવીજ જાતના મહોત્સવો ઉજવવાનું પોતાના ધર્મમાં દાખલ કર્યું; લાખોની સંખ્યામાં પવિત્ર સ્થળોએ યાત્રા કરવાનો રિવાજ પણ હિંદુધર્મમાં દાખલ થયો; બૌદ્ધલોકોએ બુદ્ધની મૂર્તિ પૂજવાનું શરૂ કર્યું તે જોઈ હિંદુઓએ તેમનાં દેવદેવીઓની મૂર્તિઓ કરી પૂજવાનો આરંભ કર્યો. આર્ય-હિંદુઓની પ્રાચીન યજ્ઞ ક્રિયાઓ ધીરે ધીરે લોપ થવા માંડી અથવા તો કેટલીક યજ્ઞ ક્રિયાઓ માત્ર લગ્ન અને શ્રાદ્ધ વખતે કરવામાં આવતી હતી. મંદિરોની અંદરની મૂર્તિપૂજા તથા પવિત્ર સ્થળોએ અને પ્રખ્યાત તીર્થોની યાત્રાઓએ લાખો માણસોને આકર્ષ્યા અને વખત જતાં એ બધાં હિંદુધર્મનાં મુખ્ય અંગો ગણાવા લાગ્યાં; અને આ પ્રમાણે જેમ જેમ હિંદુધર્મ દેશમાં લોકપ્રિય થતો ગયો તેમ તેમ બૌદ્ધધર્મનો નાશ થવા માંડયો.

હિંદુધર્મના મુખ્ય સિદ્ધાંતોમાં કાંઇ ફેરફાર થયો નહિ અને પ્રજા પોતાના મૂળધર્મને વફાદાર રહી. અર્વાચીન કાળના હિંદુઓ હજુ પણ ઉપનિષદોમાં વર્ણવેલા સર્વવ્યાપક એક ઇશ્વરમાં માને છે. તેઓ હજુ પણ માને છે કે આ બધું વિશ્વ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે, તેનો અંશ છે અને અંતે તેમાં મળી જવાનું છે. આ જન્મનાં કર્મો પ્રમાણે ભવિષ્યના જન્મમાં સારાં અથવા માઠાં ફળ ભોગવવાનાં છે અને 'વિશ્વાત્મામાં બધાં પ્રાણિઓના આત્માઓ અંતે મળી જશે' તેમ પણ હજુ તેઓની માન્યતા છે.

પરંતુ ધર્મ અને પૂજાનાં સામાન્ય લૌકિક સ્વરૂપે પ્રાચીન હિંદુધર્મ કરતાં કંઈ અવનવુંજ રૂપ ધારણ કર્યું; સનાતન

વૈદિક ધર્મની અંદર કુદરતની જુદી જુદી શકિતઓમાં વ્યકત થયેલા એકજ ઇશ્વરને યજ્ઞબલિદાન અર્પણ કરવાનું હતું. નવા હિંદુધર્મે ઇશ્વરની ત્રણ શકિતઓની (ત્રિપુટીની) ઉપાસના કરવા માંડી; પહેલી શકિત તે ઇશ્વરની ઉત્પાદક શકિત, તેનું મૂર્તસ્વરૂપ બ્રહ્મા વિશ્વના સર્જનહાર; બીજી તે રક્ષક શક્તિ તેનું મૂર્તસ્વરૂપ વિષ્ણુ, વિશ્વના પાલક; ત્રીજી ધ્વંસક શકિત તેનું મૂર્તસ્વરૂપ શિવ વિશ્વના સંહાર કરનાર. વૈદિક છંદોની અંદર ઇંદ્ર, વરૂણ, સૂર્ય, અગ્નિ અને અન્ય કુદરતી શકિતઓના દેવોના કાર્યોની પ્રશંસા હતી; હવે નવા હિંદુધર્મમાં દેવોને લગતી અનેક કથાઓ કહેવાનો આરંભ થયો અને આ કથાઓ કાળાન્તરે સામાન્ય જનસમૂહમાં પુરાણરૂપે ઓળખાઇ. વૈદિક ધર્મની અંદર પ્રતિમાઓની પૂજા માન્ય ન હતી, તેને બદલે મોટા આડંબરવાળા યજ્ઞો કરવામાં આવતા; નવા હિંદુધર્મમાં યજ્ઞો લગભગ તજી દેવાયાં અને સામાન્ય હિંદુજનસમાજે મૂર્તિપૂજા અને તેને અર્થે મહોત્સવો અને પવિત્ર તીર્થયાત્રાઓમાં આનંદ માન્યો.

જે ગ્રંથોની અંદર આ નવા હિંદુધર્મનું સ્વરૂપ આલેખાયલું છે તેઓ 'પુરાણો' ના નામથી પ્રખ્યાત છે. પુરાણો અઢાર* છે અને તેમાં ૪૦૦,૦૦૦ શ્લોકો છે. એમ કહેવાય છે કે આ પુરાણોની રચના થઈ તે પહેલાં ઘણા પ્રાચીન કાળથી હિંદમાં થઈ ગયેલા રાજાઓની વંશાવલિ, ઈતિહાસ અને

* અઢાર પુરાણો નીચે પ્રમાણે છેઃ—બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ભાગવત, નારદપુરાણ, માર્કંડેયપુરાણ, અગ્નિપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, લિંગપુરાણ, વારાહપુરાણ, સ્કંદપુરાણ, વામનપુરાણ, કૂર્મપુરાણ, મત્સ્યપુરાણ, ગરૂડપુરાણ, બ્રહ્માંડપુરાણ.

દંતકથાઓની કેટલીક નોંધ ગ્રંથોના રૂપમાં હતી;† આ બધાંની પુનરાવૃત્તિ તે 'પુરાણ'. હાલના પુરાણો ઘણા મ્હોટા ગ્રંથો છે અને તેની અંદર હિંદુઓની ધાર્મિક માન્યતાઓ, આચાર અને કાર્યોનું વિસ્તારથી સ્પષ્ટીકરણ કરેલું છે. જેમ જેમ હિંદુધર્મમાં અનેકપંથ અને મતમતાંતરો થતાં ગયાં તેમ તેમ પુરાણો માત્ર તે તે પંથના સિદ્ધાંતો અને વિચારોનેજ અનુમોદન આપવા લાગ્યાં અને તેથી માત્ર સાંપ્રદાયિક રહ્યાં.

**પુરાણ સમયના શિલ્પવિદ્યા અને કળા:**—આગલા પ્રકરણમાં આપણે બૌદ્ધ સમયની શિલ્પકળા અને તેના મહત્વ વિષે વર્ણન કર્યું. ઈ. સ ના પાંચમાં સૈકા પછીના શુદ્ધ બૌદ્ધ શિલ્પકળાના ઘણા થોડા નમુના છે; પરંતુ ઉત્તમમાં ઉત્તમ હિંદુ મંદિરોના નમુના ઈ. સ. ના છઠ્ઠા સૈકાથી શરૂ થાય છે. આ ઉપરથી આપણે અનુમાન કરી શકીએ કે ઈ. સ. ના પાંચમા સૈકા પછી બૌદ્ધધર્મની પડતી થઈ, અને તેનું સ્થાન હિંદુધર્મે લીધું.

ઓરિસ્સામાં આવેલાં ઘણાં પત્થરના બનાવેલાં મંદિરો આર્ય-હિંદુ શિલ્પકળાના નમુનાઓ છે. ભૂવનેશ્વરના મ્હોટા દેવાલયનો મિનારો લગભગ ૧૮૦ ફીટ ઉંચો છે અને તેનો બાહ્યભાગ ઘણો સુંદર કોતરકામ અને નકશીવાળો છે. ઈસ્વીસનના સાતમા સૈકામાં આ દેવાલય બંધાયેલું હોય તેમ માનવાને સબળ કારણો છે; આ સિવાય ભૂવનેશ્વરમાં આવેલાં

† 'A class of works known as *Puranas* existed from ancient times, and contained old chronicles, history and legends':—Dutt's Civilization in Ancient India.

અન્ય જીર્ણ દેવસ્થાનો પણ તે સમયમાં બંધાયેલા હોય એમ માની શકાય છે; વળી ભૂવનેશ્વરથી થોડેક દૂર એક શ્યામ દેવાયતન* છે તેનો માત્ર દ્વારપ્રકોષ્ઠ‡ હાલ મોજુદ છે; આ હિંદુશિલ્પકળાનો એક શ્રેષ્ઠ નમુનો છે. વિંધ્યાચળ પર્વતની દક્ષિણના પ્રદેશોમાં દ્રૂવિડીઅન પદ્ધતિની શિલ્પકળાના ઘણા સારા નમુના છે, સૌથી સરસ નમુનો એલોરાના દેવાલયોનો છે; આમાંનું એક કૈલાસનું દેવળ આઠમા સૈકામાં બાંધવામાં આવ્યું હતું. આ દેવળ એક નક્કર ખડકમાંથી કોતરી કાઢેલું છે અને ઘણુંજ ભવ્ય અને આકર્ષક છે.

જ્યારે ચાલુક્ય વંશના રાજપુત રાજાઓ ઈ. સ. ના પાંચમા સૈકાથી દક્ષિણમાં રાજ્યકર્ત્તા થયા ત્યારે તેઓએ શિલ્પકળામાં ચાલુક્ય પદ્ધતિ દાખલ કરી. મ્હૈસુરની ઉત્તરે આવેલું હલ્લવિદનું દેવળ અને તેજ સ્થળે આવેલું કિતેશ્વરનું દેવળ હિંદુ શિલ્પકળાના ઉત્તમ કોટિના રત્નો છે. આ કિતેશ્વરના દેવળની તેના ઈતિહાસમાં ડૉ. ફર્ગુસન ઘણીજ પ્રશંસા કરે છે.§ આ ઉપરાંત ડૉ. ફર્ગુસન હિંદુ અને ગ્રીક શિલ્પકળાની તુલના કરતી વખતે હલ્લવિદના દેવળની અતિશોભાને ગ્રીસના પાર્થિનોનની નિર્મળ અને ગંભીર પ્રૌઢતા સાથે

---

* 'Black Pagoda.

‡ 'Porch.'

§ "From the basement to the summit, it is covered with sculptures of the very best class of Indian art.........;they impart to it an amount of richness only to be found among specimens of Hindu art.........There is probably nothing in India which would convey a better idea of what its architects were capable of accomplishing":— Fergusson.

સરખાવે છે અને હિંદુ શિલ્પકળાની બહુવિધતાના વખાણ કરે છે¶.

આ પ્રમાણે 'પુરાણ' નો જ્વલંત સમય પૂર્ણ થાય છે; તેની સાથે સાથે પ્રાચીન યુગની પણ સમાપ્તિ થાય છે અને નવા યુગનો આરંભ થાય છે આ યુગ તે **મધ્યકાલીન** યુગ અથવા **તમોયુગ**.

આ મધ્યકાલીન યુગમાં આખા હિંદમાં અનેક રાજપુત રાજ્યો સ્થપાયાં અને નાશ પણ પામ્યાં; આમાંનાં એક પણ રાજ્યે રાજ્યદ્વારી દૂરંદેશીપણું વાપરી **ચંદ્રગુપ્ત** અથવા **હર્ષ**નું અનુકરણ ન કર્યું પરંતુ ઉલટી રીતેજ પોતાની સત્તાનો માંહોમાંહે લડવામાં ઉપયોગ કરી હિંદનું લડાયક બળ નબળું કરી નાંખ્યું. પરિણામે ઇસ્લામધર્મે એકત્ર કરેલાં મુસલમાનોના હુમલા સામે હિંદ ટકી ન શક્યું. પરદેશીઓએ અનેક હુમલાઓ કરી આર્યાવ્રતની સ્વતંત્રતાનો ધીમે ધીમે નાશ કર્યો; સ્વતંત્રતા ગઈ તેની સાથે સાહિત્ય અને કલાના પોષક પણ ગયા; સાહિત્ય અને કલાનો નાશ થવાથી દેશના

---

¶ 'All the pillars of the Parthenon are identical, while no two facets of the Indian temple are the same; every convolution of every scroll is different. No two canopies in the whole building are alike, & every part exhibits a joyous exuberance of fancy, scorning every mechanical restraint...... ..............For our purpose the great value of the study of these Indian examples is that it widens so immensely our basis for architectural criticism.'

See Dr. Fergusson's 'History of Indian architecture.'

પ્રાણનો નાશ થયો. કયાં ગયા મેગેસ્થિનીસે વર્ણવેલા હિંદના ઉચ્ચ વ્યવહારિક આદર્શો? કયાં ગયાં ચીનના મુસાફરોને મુગ્ધ કરેલા આપણા ધાર્મિક વિચારો અને તેઓએ વર્ણવેલી આપણી ધર્મસહિષ્ણુતા? કયાં ગઈ તેઓએ વર્ણવેલી હિંદની જાહોજલાલી? એ બધું પરતંત્રતાથી આવેલી નબળાઇમાં નષ્ટપ્રાય થઈ ગયું, અને પરિણામે આર્ય સંસ્કૃતિમાં રહેલાં પૂર્વનાં બળ અને તેજનો પણ ક્રમશઃ લોપ થયો. જો કે આ તમોયુગમાં કોઈ કોઈ વખત હિંદરૂપી નભોમંડળમાં ચળકતા તારાઓ જણાતા, છતાં એમ કહી શકાય કે આ યુગમાં બ્રાહ્મણોનું બ્રહ્મતેજ ગયું, ક્ષત્રિયોનું વીરત્વ ગયું અને પ્રજાનું રક્ષણ કરવા તેઓ અસમર્થ થયા. આર્યાવ્રતમાં આ યુગમાં સર્વત્ર અંધકારની છાયા પ્રસરી રહી!!

---

## પ્રકરણ ૧૧ મું.

### હિંદના પ્રાચીન ઇતિહાસનું સિંહાવલોકન.

(ઇ. સ. પૂ. ૨૦૦૦ થી ઇ. સ. ૮૦૦ સુધી.)

**(अ) વેદનો સમય—આર્યોનો સિંધુ નદીપર વાસ; (આશરે સમય ઇ. સ. પૂ. ૨૦૦૦-૧૪૦૦):**—હિંદુઓનો ઇતિહાસ પંજાબમાં તેઓ વસ્યા અને કાળી ચામડીવાળા મુળવતનીઓ પાસેથી તે પ્રાંત તેઓએ જીતી લીધો ત્યારથી શરૂ થાય છે. પોતાની સત્તા હિંદમાં પ્રબળ કરવાને સૈકાઓ સુધી આર્યોને અનાર્યો સાથે લડવું પડયું; ધીમે ધીમે આ સમયમાં આર્યો આગળને આગળ હિંદમાં વધતા ગયા અને મૂળ વતનીઓને ડુંગરાઓ અને જંગલોમાં ભરાઇ રહેવું પડયું.

આર્યોએ જંગલો સાફ કર્યાં અને ઉત્તમ ખેતીવાડી કરી ગામો વસાવ્યાં; અગ્નિદેવોને આહુતિઓ આપી ‘ કુદરતના દેવોની ’ ઉપાસના કરી અને આર્યસંસ્કૃતિનો પ્રચાર સિંધુ નદીથી સરસ્વતી સુધીના ‘ સપ્તસિંધુ ’ ના પ્રદેશોમાં કર્યો. આ સમય દરમ્યાન આર્યોમાં એક મ્હોટો મતભેદ ઉભો થયો; તેમાંની એક શાખાએ પશુયજ્ઞ અને સોમરસના પીણા સામે પોતાનો વિરોધ જાહેર કર્યો અને ઉકતશાખા આર્યોમાંથી જુદી પડી પશ્ચિમ તરફના દેશોમાં ગઈ. આ બીનાઓનાં ચોક્કસ વર્ષો આપવાં શકય નથી, છતાં ઋગ્વેદના છંદો ઉપરથી ઈ. સ. પૂ. ૨૦૦૦ થી ઇ. સ. પૂ ૧૪૦૦ સુધીનો આ સમય કહી શકાય.

**(ब) વીરરસ કાવ્યોનો સમય અને ગંગા નદી ઉપરનાં હિંદુરાજ્યો:—(આશરે સમય ઈ. સ. પૂ. ૧૪૦૦-૮૦૦):—** પંજાબમાંથી આર્યોએ ગંગા નદીના કિનારે કિનારે વસાહત કરી અને થોડાક સૈકાઓમાં ગંગા નદીની ખીણનો લગભગ બિહાર સુધીનો બધો પ્રદેશ એક વીર અને સસ્કારી પ્રજાનું નિવાસસ્થાન થયું. આર્યોનાં આ સમયનાં સામાજીક નિયમો અને ધાર્મિક ક્રિયાઓ, તેઓની વીરતા દાખવતાં ક્રીડાયુદ્ધો અને અસ્ત્રશસ્ત્રવિદ્યા, તેઓની શાળા પાઠશાળાઓ અને ભવ્ય દરબારો એ સર્વે એટલાં બધાં ચઢીઆતાં હતાં કે આપણે કહી શકીએ કે તેઓની સંસ્કૃતિ ઉંચા પ્રકારની થઈ.

ગંગા નદીપર વસેલી બધી જાતિઓમાં પાંચ બળવાન રાજ્યો હતાં:—(૧) હસ્તિનાપુરમાં ચંદ્રવંશી કુરૂ રાજાઓ રાજ્ય કરતા હતા. (૨) કનોજ પાસેના પ્રદેશમાં કાંપીલ્ય નગરમાં પાંચાલોનું રાજ્ય હતું. (૩) અયોધ્યા નગરીમાં કોશલવંશના સૂર્યવંશી બળવાન રાજાઓ રાજ્ય કરતા હતા.

(૪) ગંડક નદીને તીરે આવેલા પ્રદેશમાં મિથિલાનગરીમાં **વિદેહ** રાજાઓ રાજ્ય કરતા. (૫) **કાશીના** રાજાઓનું પાંચમું બળવાન રાજ્ય હતું. આ બધા રાજ્યોમાં કોઈ કોઈ વખતે આંતરિક વિગ્રહો થતા; પરંતુ સામાન્ય રીતે તેઓ બધાં એક ભાષા અને સાહિત્ય, એકજ ધર્મ અને એકજ જાતના સામાજીક અને ધાર્મિક નિયમોથી બંધાયેલા હતા. રામાયણ અને મહાભારત વાંચવાથી આપણને આ સમયનાં આર્યજીવનનો કંઈક ખ્યાલ આવે છે.

(क) **ષડ્દર્શનો અને સૂત્રોનો સમય—આર્યોનું બધા હિંદમાં પ્રસરવું:**—( ઈ. સ. પૂ. ૮૦૦–૩૨૦ ) જ્યારે બનારસ અને બિહાર સુધીનો બધો ઉત્તર હિંદ આર્યોએ તાબે કર્યો ત્યારે તેઓએ વધારે દૂરના પ્રદેશોમાં સંસ્થાનો સ્થાપવાનો આરંભ કર્યો અને થોડાક સૈકાઓમાં તો બધો હિંદ આર્યસંસ્કૃતિનો ઉપાસક થયો. આ સમયમાં તત્ત્વજ્ઞાનની અનેક શાળાઓ ઠેકાણે ઠેકાણે સ્થપાઈ અને ઈ. સ. પૂ. ના છઠ્ઠા સૈકામાં **ગૌતમબુદ્ધે** મગધમાં પોતાનો ધર્મ સ્થાપ્યો. **માલવા** અથવા **અવન્તી** આર્ય વિદ્યાનું અને સંસ્કૃતિનું મધ્યસ્થાન લેખાયું; વળી **વિંધ્યાચળની** દક્ષિણે આંધ્ર લોકોનું મ્હોટું અને બળવાન રાજ્ય કૃષ્ણા નદી સુધી ફેલાયેલું હતું અને તેમની પાટનગરીમાં વિદ્યાની પ્રખ્યાત શાળાઓ હતી. જમના અને ગંગા નદીના પ્રદેશમાંથી કેટલાક આર્યો ગુજરાતમાં વસ્યા અને **દ્વારકામાં** રાજ્યધાની કરી; એમ ધારવામાં આવે છે કે આ સ્થળેથી વેપારીઓ દક્ષિણ હિંદના છેડા સુધી પહોંચ્યા અને આર્યસંસ્કૃતિને **ચેરા, ચોલા** અને પંડયાના રાજ્યોમાં પ્રસારવા સાધનભૂત થયા. પૂર્વમાં **અંગ, વંગ** અને **કલિંગના** રાજ્યોમાં પણ આર્યસંસ્કૃતિ, ધર્મ અને સાહિત્ય

ફેલાયાં હતાં અને પાંચમાં સૈકામાં સિંહલદ્વીપને પણ આર્ય-સંસ્કૃતિનો પાસ લાગ્યો.

આ પ્રમાણે મહાન સિકંદરના આવ્યા પહેલાં ડુંગરાઓ અને જંગલો સિવાય બધા હિંદમાં આર્યસંસ્કૃતિ, રીતરિવાજો અને ધર્મ ફેલાયાં હતાં. ઉત્તર હિંદની જીત આર્યોએ શસ્ત્રના બળથી કરી અને મૂળવતનીઓને જંગલો અને ડુંગરોમાં હાંકી કાઢયા; આ ઉપરથી કહી શકાય કે ઉત્તર હિંદની પ્રજામાં આર્યપ્રજાનું લોહી વહે છે. દક્ષિણ હિંદમાં આર્યો ઘણા થોડા પ્રમાણમાં ગયા; તેઓ જ્યારે ત્યાં વસ્યા ત્યારે દક્ષિણના મૂળ વતનીઓની પોતાની સંસ્કૃતિ હતી; પરંતુ આ સંસ્કૃતિ ઘણી અપૂર્ણ હતી તેથી ત્યાંની પ્રજાએ આર્યોનાં ધર્મ, સાહિત્ય અને સંસ્કૃતિ અંગીકાર કર્યાં; દક્ષિણ બિહાર અને બંગાળામાં પણ દક્ષિણની જેમ થયું.

આ સમયનો ઉત્તરહિંદ લગભગ શુદ્ધ આર્ય પ્રજાથી વસાયેલો હતો અને દક્ષિણ અને પૂર્વહિંદ આર્યસંસ્કૃતિના ઉપાસક આર્યેતરોથી ઓછો અથવા વત્તો મિશ્રિત હતો.

**(ड) બૌદ્ધધર્મનો સમય અને મગધના રાજ્યની ચઢતી કળા:**—( ઈ. સ. પૂ. ૩૨૦–ઈ. સ. ૫૦૦ ):–વેદના સમયમાં આર્યો પંજાબમાં વસ્યા, પછીના સમયમાં ગંગાની ખીણના પ્રદેશોમાં વસ્યા અને ત્રીજા યુગમાં બધા હિંદમાં પ્રસર્યા; હવે ચોથા યુગમાં આ બધી આર્યપ્રજાઓનું એક મ્હોટી રાજ્યસત્તા તળે એકીકરણ થયું.

હિંદમાંથી મહાન્ સિકંદર ગયા પછી ચંદ્રગુપ્ત મૌર્યે મગધમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું અને પહેલી વખત આખા

ઉત્તર હિંદને તેના બળવાન છત્ર તળે એકત્ર કર્યો. તેના પૌત્ર **મહાન અશોકે** ઈ. સ. પૂ. ત્રીજા સૈકામાં **બૌદ્ધધર્મ**ને રાજ્યધર્મ તરીકે અંગીકાર કર્યો અને બૌદ્ધધર્મના સિદ્ધાંતોથી અખિલ ભારતવર્ષને નહિ પરંતુ બધી પ્રજાઓને એક ધર્મના સામ્રાજ્ય તળે એકત્ર કરવા અથાગ શ્રમ કર્યો.

મૌર્ય વંશની પડતી થયાં પછી મગધનું રાજ્ય બળવાન **આંધ્ર** રાજાઓના તાબામાં ઈ. સ. ના પહેલા સૈકામાં આવ્યું અને તેઓએ ઇ. સ. ના ચોથા સૈકા સુધી ઉત્તર અને દક્ષિણ હિંદમાં સર્વોપરી સત્તા ભોગવી.

**(ক) પુરાણનો સમય:—ઉજ્જન અને કનોજનાં રાજ્યોની અનુક્રમે ચઢતી કળા:** (ઈ. સ. ૫૦૦–૮૦૦):–ઈસ્વી સનના ચોથા સૈકામાં આંધ્ર રાજ્યની પડતી થયાં પછી હિંદની સર્વોપરી સત્તા પાંચમા સૈકાની શરૂઆતમાં ઉજ્જનના ગુપ્ત રાજાઓના હાથમાં આવી. આ રાજાઓને **શક**, **કુશાન** વિગેરે મધ્ય એશિઆમાંથી હિંદમાં આવેલાં જંગલી લોકોનાં ધાડાં સામે, આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરવાને લડવાની જરૂર પડી. **કનોજના મહારાજા હર્ષ**ને પણ ઈ. સ. ના સાતમા સૈકામાં શક લોકોની સામે હિંદ અને આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરવા શસ્ત્ર લેવાં પડયાં. સૈકાઓ સુધી હિંદની પરિસ્થિતિ આ પ્રમાણે રહી. આખરે આ યવન લોકો પશ્ચિમ અને દક્ષિણ હિંદમાં વસ્યા અને હિંદુ ધર્મ, રીતરિવાજ અને સંસ્કૃતિના ઉપાસક બન્યા. પરંતુ સંકટનો સમય અંતે આવ્યો અને ઈ. સ. ના આઠમા સૈકામાં ઉત્તર હિંદમાંથી પ્રાચીન હિંદુ રાજ્યો નાશ પામ્યા, અને પ્રાચીન હિંદના ઈતિહાસનો અંત આવ્યો.

હવે યુરોપની જેમ તમોયુગનો આરંભ થયો અને ઈ. સ. ના નવમા અને દશમા સૈકાઓનો ઉત્તર હિંદનો ઇતિહાસ ગૌણુ બન્યો. દશમા સૈકાની આખરે હિંદની પ્રાચીન સંસ્કૃતિમાંથી એક નવી રાજ્યસત્તા ઉત્પન્ન થઈ; આ સત્તા રાજપુત રાજ્યોની હતી. આ રાજપુતો શક, કુશાન વિગેરે હિંદમાં આવેલી જાતિઓમાંથી ઉત્પન્ન થયાં હોય તેમ માનવાને સબળ કારણો છે. રાજપુત રાજાઓએ હિંદુ લોકોનાં સંસ્કૃતિ અને ધર્મ અંગીકાર કર્યાં અને બળહીન બનેલી આર્ય પ્રજા ઉપર રાજ્ય ચલાવ્યું. આર્ય સંસ્કૃતિના આ નવા પાલકોને ઇસ્લામ :ધર્મથી હિંદનું રક્ષણ કરવાનું હતું. ઇસ્લામનાં આક્રમણો અટકાવવાં રાજપુતોએ બહાદુરીથી સૈકાઓ સુધી પ્રયત્ન કર્યો, પરંતુ છેવટે તેઓ નિષ્ફળ ગયા. તેમની સ્વતંત્રતા ગઈ તેની સાથે હિંદનાં રાષ્ટ્રીય જીવન અને સ્વતંત્રતાનો પણ અંત આવ્યો.



# પરિશિષ્ટ.

## પરીક્ષા માટે પ્રશ્નો.

૧ આર્યો હિંદુસ્થાનમાં આવ્યા તે સમયની હિંદની સ્થિતિનું વર્ણન કરો. ( પૃ. ૧–૨ ).

૨ આર્ય પ્રજા હિંદમાં દાખલ થઈ તે વખતનાં તેમનાં સામાજીક અને ધાર્મિક જીવનનો ખ્યાલ આપો. ( પૃ. ૩–૫ ).

૩ રામાયણ અને મહાભારત વાંચી તે વખતના આર્ય લોકોનાં જીવન વિષે શું અનુમાન કરી શકો છો? ( પૃ. ૧૭–૧૯ ).

૪ ચાર વેદ વિષે ટૂંકમાં નોંધ લખો. ( પૃ. ૧૯–૨૦ ).

૫ ઉત્તર અને દક્ષિણ હિંદમાં આર્યો કેવી રીતે પ્રસર્યા તેનું વર્ણન કરો. ( પૃ. ૨૦–૨૨ ).

૬ મહાન્ સિકંદરે હિંદ પર ચઢાઈ કરી તે સમયનાં હિંદનું વર્ણન કરો. ( પૃ. ૧૯–૨૫ ).

૭ ગૌતમબુદ્ધનું ચરિત્ર ટૂંકમાં આપો. ( પૃ. ૨૮–૨૯ )

૮ બૌદ્ધધર્મના મુખ્ય સિદ્ધાંતો કયા છે? બૌદ્ધ ધમ્મપદ માંથી અગત્યનાં નૈતિક પ્રવચનોનો સાર આપો. ( પૃ. ૩૦–૩૧ ).

૯ મહાવીર સ્વામી અને જૈન ધર્મ વિષે જે જાણતા હો તે લખો. ( પૃ. ૩૩–૩૪ ).

૧૦ ચંદ્રગુપ્તના સમયનું મેગેસ્થિનીસે કરેલું હિંદનું વર્ણન આપો. ( પૃ. ૩૭–૪૫ ).

૧૧ મહારાજા અશોકનું જીવનચરિત્ર ટૂંકમાં લખો. ( પૃ. ૪૬–૫૩ ).

૧૨ અશોકે બૌદ્ધધર્મનો પ્રચાર કરવા કયા કયા ઉપાયો લીધા અને તેમાં તેને કેટલી ફતેહ મળી? ( પૃ. ૪૮–પર ).

૧૩ અશોકે ખડકો પર કોતરાવેલા ચૌદ લેખોનો ટૂંકમાં સાર આપો; કઈ કઈ દૃષ્ટિએ આ લેખો અગત્યના છે? ( પૃ. ૫૦–૫૧ ).

૧૪ કનિષ્ક વિષે જાણતા હો તે લખો. ( પૃ. ૬૦–૬૧ ).

૧૫ બૌદ્ધધર્મના સમયમાં કયા કયા યવન લોકોએ હિંદ પર આક્રમણો કર્યાં અને તેમની અસર હિંદ પર શું થઈ? ( પૃ. ૫૭–૬૪ ).

૧૬ ગુપ્ત સમયને ઉત્તર હિંદનો 'સોનેરી યુગ' કેમ ગણવામાં આવે છે? ( પૃ. ૭૦–૭૪ ).

૧૭ ફા હિયને કરેલું હિંદનુ વર્ણન ટૂંકમાં લખો. ( પૃ. ૭૪–૭૫ ).

૧૮ મહારાજા હર્ષ વિષે જે જાણતા હો તે લખો. ( પ્રકરણ ૯ મું ).

૧૯ હ્યુએન સાંગે કરેલું સાતમા સૈકાનાં હિંદનું વર્ણન આપો. ( પ્ર ૧૦ મું ).

૨૦ બૌદ્ધ ધર્મનો હિંદુ ધર્મ પર શું અસર થઈ તે લખો. ( પ્ર. ૧૦ મું ).

૨૧ નીચેના વિષયો પર ટૂંકમાં નોંધ લખોઃ—

(અ) છ વેદાંગ (બ) શ્રૌત, ગૃહ્ય અને ધર્મ સૂત્રો (ક) ષડ્ દર્શનો (ડ) મનુસ્મૃતિ (ફ) પુરાણો (જ) સૂત્રોના સમયનાં દશ હિંદુ રાજ્યો (નકશા સાથે) (હ) અશોકનો કલિંગ વિગ્રહ.



# શુદ્ધિપત્ર.

| | | | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| પાનું | ૫ | મું | ગણીજ | ઘણીજ. |
| ,, | ૧૧ | ,, | કેમોરીનની ભુશિરથી | રામેશ્વરથી. |
| ,, | ૧૪ | ,, | માછલાના પ્રતિબંબ નીચ | માછલાનુ પ્રતિબિંબ, નીચે. |
| ,, | ૧૬ | ,, | પ્રપૌત્ર | પૌત્ર. |
| ,, | ૨૨ | ,, | સભળાઈ | સંભળાઇ. |
| ,, | ૩૬ | ,, | કેટલા | કેટલાક |
| ,, | ૪૫ | ,, | Me. crindle. | Mc crindle. |
| ,, | ૫૪ | ,, | ઇ. સ. પૂ. ૧૯૫ | ઈ. સ. પૂ. ૧૮૫. |
| ,, | ૫૫ | ,, | તેણ | તેણે. |
| ,, | ૬૫ | ,, | ધરાવ છે | ધરાવે છે. |
| ,, | ૭૫ | ,, | પૂષ્પ | પુષ્પ. |
| ,, | ૮૮ | ,, | ભદતાં | ભેદતા |
| ,, | ,, | ,, | આમ્રવૃક્ષા | આમ્રવૃક્ષો. |
| ,, | ૯૩ | ,, | અથતા | અથવા. |
| ,, | ૯૪ | ,, | આવલું | આવેલું. |

